શ્રી

# 140 રામલીલા ગાયન.



મુલ્ય રૂ० ०—४—०

છપાવી પ્રસીદ્ધ કર્તા દલાલ જેઠાલાલ વાડીલાલ
ઠે સારંગપુર તળીયાની પોળ—અમદાવાદ.

સને ૧૯૧૨
પ્રત ૧૦૦૦ આવૃતી ૨ સંવત ૧૯૬૮
અમદાવાદ—પીરમસારોડ શ્રી સત્ય સાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇ છાપી.

# રામલીલાનાં

# ગાયનો

મંગળા ચરણ

સ્તુતિ

સુત્રધાર--

પ્રભુ જય જય રઘુપતી સ્વામી.
કૃપા કરો રઘુનાથ કૃપાળુ, વંદુ વિભુ શીરનામી-પ્રભુ
અકળીત લીલા પ્રભુ તમારી, જે અગણીત ગુણ ગામી.
મયા કરીને મયાળુ મોહન, ભજવુ પ્રભુ તુજ હામી-પ્રભુ
અકળીત લીલા સાર, ભક્તિ માર્ગ પ્રેરનાર
શ્રોતા પ્રત્યે મુકુ બહાર, સ્હાય કરો કીરતાર-જય

નેપથ્ય-- મનહર

ઈક્ષવાકુ કુલભાણ, ગુણીજન ગાવે તનમ તનુમ;
તાના નાદર દરદાની, તનુમ તદરેદાની.

ગાયન ૧

(ધર્મધુરંધર) એ રાહ.

જગદાનંદન જય જગ વંદન રઘુકુળ નંદન સ્વામી રામ
ધર્મના મંડન, અધર્મ ખંડન વંદી ચરણ નમામી રામ
જળ સ્થળ વ્યાપક છો જગનાયક સત્ય સહાયક
નામ નિરંતર છે સુખદાયક કષ્ટ વિદાયક-જગદાનંદન
ભકતવત્સલ ભગવંત રામજી ભકતોના આધારજોને
દેવોના દુઃખ કાજ કૃપાળુ ધર્યો રામા અવતારજોને
રાવણકુળ સંહારક સ્વામી ભકતો કેરાં કીધાં કામ-જગદા

દરબારીઓ— ગાયન ૨

ઈક્ષવાકુ કુલ ભાણ, ગુણીજન ગાવે તનુમ તનુમ,
તાના નાદર દરદાની તુમ તનુમ તદરેદાની.
નીત્રોમ તન નનનન ત્રિયાનુંમ તદરેદાની,
નાદર દરદાની તદારે તદીઅન દીમ.
તદરેદાની તદરેદાની નીત્રોમ તદરેદાની,
તીરકીટધુમ કીટતકધુમ દાની તનનનન દીમ. તાના૦
ધાકીટ ધાકીટ તકતક ધિધિક તક ગિડડાનતકધા,
તકગિડાન તકધા, તકગિડાનતક ધિગધિગધાકીટ ધાકીટ
તકછુમ--

તનનાદીમ તનનાદીમ તદીયન તાનાદેરનાદીમ—
થેઇ થેઇ થેઇ છુમ છુમ છુમ છુમરૂમ ઝુમરૂમ ઝુમછુમ

વશિષ્ટ— ગાયન ૩

સુર્ય વંશ તપજો અવિચળ ભુમી સ્વર્ગ મૃત્યુ પાતાળ
અમર રહો દશરથ ભુપાળ-સુર્ય
નવેનિધી અષ્ટ સિદ્ધિથકી ભરપુર ભંડાર
દયાવંત મયાળુ મહીપતી સ્હાય સદા કિરતાર-સુર્ય

કૌશીક--ગીતી-- ગાયન

અવિચળ કીરતી વાધો અમર તપો આ સુર્યવંશી ગાદી
રામચંદ્રજી પ્રગટ્યા દેવ લોકની કરવા આબાદી.

ગીતી-- ગાયન ૫

બાલ ભાવ શીદ રાખે, પરબ્રહ્મ પુરૂષોત્તમ પુરણ કામ
રામ રૂપ ધરી પ્રગટ્યા, ભક્તજનોના દિલના આરામ

ગાયન ૬

સુજ ના પડે, હે મુની મહારાજારે.
મહેલ બહાર નહી પગ ધરનારાં,
દૈત્યની સામે બાળ બીચારાં;
શું બોલો શું બોલો તમો દેખી ડરે આઆરે; સુજ

ગીતી-- ગાયન ૭

કૌશીક---દેવ દુઃખ દુર કરવા પ્રગટયા પોતે પુરણ નિશકામ

શેશ રૂપ લક્ષ્મણજી ! સાથે પ્રગટયા દિનબંધુ રામ

રામલક્ષ્મણ-- ગાયન ૮

નવ કરો શોચ પીતુ પ્યારા

ગૌબ્રાહ્મણ પ્રતીપાળ સાચો ધર્મ ક્ષત્રી બાળ

પાળવો તે આણી વ્હાલ, ક્ષત્રી ધર્મ ધારા-નવ

રહ્યુંયજ કરશે, દુઃખ સહુ હરસે, કષ્ટ સંહરશે, દયાજધરશે

કરશે પ્રભુજી સુખ, ચિંતા હરનારા-નવ

બ્રહ્મ કામ, કરૂ તમામ, ધારી હામ, પુર્ણ કામ.

પ્રભુજી પાલન કરે સત્ય ન્યાય ધારા-નવ

ગીતી— ગાયન ૯

સોંપ્યાં જીવન જીવનાં, રક્ષણ તેમનું કૃપાનાથ કરજો

કાર્ય કરી પરીપુરણ, લાવી પાછા મુજ પાસે ધરજો

આકાશવાણી-- ગાયન ૧૦

સુણ કૌશલ્યા સાધવી, દેવ યજ્ઞનેકાજ

રક્ષા કરવા જાય છે, રામ લક્ષ્મણ બેઉ આજ

સુખે આજ્ઞા આપજે, લક્ષમણ ને શ્રીરામ

સુબાહુ મારીચ મારીને વિજય કરે તે ઠામ

દેવ યજ્ઞ પુરણ કરી વિજય વરે રઘુવીર

આશીશ આપે પ્રેમથી, ધારી હૈયે ધીર

દુઃખ ના ધરજે તું.

ગાયન ૧૧

અરે હું ઉંઘુછું કે જાગુછુ આંહી, સમજ પડે નહી કાંઈ.

યજ્ઞ રક્ષાયે રામ પધારે, રણમાંહી રાક્ષસ સંહારે

એવું તે બને કદી નાંહી નાંહી નાંહી-અરે

સત્ય કે હું સ્વપ્ન ધારૂ. આને તે હું શું વીચારૂ,

રામવિયોગે દુઃખી દીલ મારૂ, રામવીણ જગત ખારૂ;

રામને જવાની વાત, અંતરમાં કરે ઘાત

મનને પુરે સંતાપ તાપ તાપ તાપ. અરે

ગાયન ૧૨ મું.

શણીઓ દાસીઓ—

સુમીત્રા—કહો શોક કરો કેમ બેહેની, શું કારણ તેનું કહેની

કેકૈ—પોઢયાં પ્રિતે સુખમાંહી, દુઃખી થાઓ શાને આંહી

નહીં નહીં દુઃખ કાંઈ, જોતાં અહીં મહેલ મહી

દાસીઓ—ઉદાશી આવી શેની-કહો

તનમાં મનમાં ડરના આમના ઘરનાં,

શોક હણો સ્યાણાં બનો, કહોવૃતાંત દુઃખતણો

શાંતી ધરો, બની બીનાનું વૃતાંત

સત્ય વાત સૌ કહોણી—કહો

કૌશલ્યા— ગાયન ૧૩

ગેબી શબ્દ સાંભળ્યો ઓ બ્હેની મ્હેતો આજ

રામ લક્ષ્મણ જાય છે, યજ્ઞ રક્ષાકાજ-ગેબી

રૂષી સંગે જાય છે, સજીને શુભ સાજ

એ શબ્દ સાંભળીને બ્હેની બુડયાં ખારે ઝાઝ-ગેબી

સર્વે— ગાયન ૧૪

શીદને ઓ બ્હેની ! શોક કરોછો,ચિંતા શાને મનમાં ધરોછો

કીશોર વયના છે સુકુમારો, દૈત્ય સામે કેમ જાય વીચારો-

કીશોર વયના બાળક એહ, રક્ષણ યજ્ઞ શુ કરશે તેહ;

દેખી દઈત્યને બીહાય જેહ, વૃથા વીચારો તમારા એ-માટે

ગાયન ૧૫

ચંદ્રવદન તુમ નીરખી કુમારો, જન્મ સફળ ગણું હું તો હમારો

વીયોગ થાતાં જીવું ન ઘડીએ, દયા માતુપર લાવો વીચારો

કીશોર વય છે બાળ તમારી. લાયક ઉમર થયે સુખે પધારો.

રામલક્ષ્મણ— ગાયન ૧૬

વીચારો ઓ માતા મારી ક્ષત્રીકુળ કર્મ,

ગૌબ્રાહ્મણની રક્ષા કરવી સાચો ક્ષત્રી ધર્મ;

ઘટે ન ઓ માતા મારી આવો મન મર્મ

સુર્યવંશ કુળ પરમ, આણુ કેમ શરમ. બની જઇ
આમ નર્મ ? વીચારો
શસ્ત્ર અધિકાર સાચો ક્ષત્રીને કાજે
ભીરૂ થઇને બેશી રહેતાં સુર્ય કુળ લાજે
નીઃશંક વિજય કેરાં વાદ્ય તો વાજે
છોડી દો ખોટો ભર્મ–વીચારો

રામલક્ષ્મણ— ગાયન ૧૭

માજી કીશોર વયનાં કામ, સુણો સંભળાવું હુ તમામ;
કીશોર વયનો વીંછી તે તો અંગે આગ કરે છે;
કીશોર વયનો વિષ ધર તે તો પલમાં પ્રાણુ હરે છે
તેમ આ બાળ તમો જાણો, અંતર શોક નહી આણો
કીશોર વયના કહેવા તેને હીંમત ન હોય જરીએ
રાક્ષસ માત્રને રણુમાં રોળુ હીંમત મ્હોટી ધરીએ
માતા દો આશીશ એ હમને શોક છોડો કહીએ તમને
મરાઠી સાખી

કૌશલ્યા—ભલે પધારો પ્રાણુ હમારા વીજય રણે જઇ કરજો
સુર્યવંશને પુર્ણ દીપાવો, શત્રુ સંહાર કરજો
હું પણુ સાચી ક્ષત્રાણી, રોકુ કેમ ધર્મ જતો જાણી.

સીતા--સખીઓ— ગાયન ૧૮

( શું મનહર સુખકર ) એ રાહ

શું સુખકર મનહર ખીલ્યો કેવો બાગ આ
છે બાગ આ મહા ભાગ્ય આ—શું
જો આનંદ ભર મનહર, દીલહર સુખકર
સુરત છે ધન શામ આ-શું
સીતા--સખી મનહર સુરત એ પ્યારી દિલધારી
સખીઓ--પીતુ પણુ ધારો કંઇ વીચારો
સીતા--પણુ પીતુ ધારી મુઝની ભારી આ વારી
સખીઓ--નામ કામ પુછો લાગ આ,

લાગ આ જાગઆ ખાગ આ--શું

સીતા— ગાયન ૧૯

સુણો સખી માહ્યરી દીસે આ બે નૃપના બાળ-સુણો
કાન્તી સુકોમળ તેજશું ઝળકે જોતું નજરે નીહાળ-સુણો
મણી માણેક શીર મુગટ જડીઓ, કાને કુંડળ ઝળકે લાલ-સુણો
એને જોઈ મમ મન લોભાયે, અંગે આભ્રણ શોભીત ભાલ-સુણો

સીતા— ગાયન ૨૦

બ્હેની શું થાશે તે કાંઇ ન જાણું રે, મુજ અંતર ભેદ પ્રમાણું-
ધરી હર્ષ પીતા મુજ સારૂરે, રચે મંડપનું કામ પ્યારૂરે
મુજ અંદેશો સત્ય ઉચારૂ--બ્હેની
ભુપ ભુમી તણા સઉ કહાવેરે, મુજ સ્વયંવરમાં આવેરે
ચાંપ પ્રત્યંચા કોણ ચઢાવે--બ્હેની
હું જોતી નથી નર એવો, શીવ ચાપ ચઢાવે તેવો
હોય ફરશુરામના જેવો, થાય મનમાં થશે શું મારૂ
એ વીચાર ઉરમાં ધારૂ, પીતુ પણ પરિપુરણ થાએ
તો તો ચિત્ત શાંન્તજ થાએ--બ્હેની

સખીઓ-- ગાયન ૨૧

વીર પાવન કર્યું નગ્ર હમારૂ, શું નામ ઠામ છેજી તમારૂ
પુછાવે બાળા સીતાજી જણાવું
લક્ષમણ—અવધપતી રામ દશરથ નંદન, શ્રીરામનેહું લક્ષમણ કહાવુ
સખીઓ--શા માટે કો સંગે પધાર્યા, કાર્ય પધાર્યાનું શુય વીચાર્યુ
લક્ષમણ-કૌશીક મુનીની સંગેછી આવ્યા, જોવા સ્વયંવર દિલવિચાર્યુ

ગાયન ૨૨

ગરબો

( રસીક રસીયાને )

પતીવ્રત ધારી પતી વશ કરવાને, શીખ સુણો સારીરે;
સુખ દુઃખે સમાન જ રહેવું, વ્હાલી બ્હેની જુવો જરાવીચારીરે

સાખી

પતી સંગે રહી પ્રેમથી કરવી સેવા સાર
મન વચનને કાયથી રીઝવવો ભરથાર
સતી ધર્મ તણો નહી ભુલવો પ્રકાર
સજવા શરીરે સખી શીયળ શણગાર
મધુર વચન હેત રતિ, વશ થાય એ ત્રણથી પતી
સાથે રાખવી વીનય મતી, વીનયથી વશ થાય વડીલ સહુ
બ્હેનો જુવો દીલથી તેહ ધારીરે–પતી વ્રત

સાખી

સદગુણ સાડી શોભતી, શીયળ કંચુકી સાર
નીતી જળ અંઘોળથી, વશ થાઓ ભરથાર
સાચો સતીને એજ શીયળનો પંથ
ગ્રંથ ગુંથે ગુણનો એ ગુણી પ્રેમી એ કંથ
એવું વર્તન શુભ સતી જાણે
કુલટા તેને શુંય પીછાણે
ખરો વશીકરણ મંત્ર વીનય
સાધી હરખો પ્યારીરે–પતી

સખીઓ–– ગાયન ૨૩

ધન્ય ધન્ય શુભ ઘડી આવી છે લગનની
આવી છે લગનની છાઈ છે મગનની
શોભા બની શું સીતાજીના તનની ધન્ય
મચી છે શી મોટી ધુમ, મોટી ધુમ;
રચી આનંદ શુ છનનનનન છુમ
ધન્ય ઘડી આજ સોહે શુ જગનની ધન્ય

ભેત–– ગાયન ૨૪

મધ રાજ મહારાજ સભામાં નામ કરી લ્યો
ધનુષ્ય પ્રત્યંચા ચાપ ચઢાવી સુકીરતી વરીલ્યો

ગાયન ૨૫

જનક રાજ મહારાજ નામ દીપાવો

અહી હાથ ધનુષ્ય પ્રત્યંચા ચઢાવો

બેત-- ગાયન ૨૬

ઉઠો કાશ્મીર રાજ બળ બતલાવો
વીજય વરો આ ઠામ પ્રત્યંચા ચઢાવો

બેત-- ગાયન ૨૭

મથુરાપતી મહારાજ રાજ કીર્તી ગજાવો
વરોવીજય વરમાળ પ્રત્યંચા ચાપ ચઢાવો

બેત— ગાયન ૨૮

મનુપુત્ર મહારાજ કાજ આ કરીલ્યો
ધનુષ્ય ચઢાવી ચાપ સુ કીરતી વરીલ્યો

બેત— ગાયન ૨૯

દશાનન રાજન પ્રત્યંચા ચઢાવો
વરી વીજય વરમાળ નામ દીપાવો

રાવણ--બેત-- ગાયન ૩૦

જનકરાજ ! જાણુતો નથી શું કીર્તી મારી ?
આ ધનુષ્યની કરવા ધારે શું પરીક્ષા મારી ?
ડરેદુનિયા બધી એવી છે જગમાં હાક મારી ?
દેવ દાનવો ધરે છે ભારી ધાક મારી ?
અસુરો સર્વ કર્યા કરે હમેશાં પુજા મારી ?
દેવતા લોક જપે જાપ અહો નીશ માળા ધારી.

જનક--બેત ગાયન ૩૧

ધનુષ્ય ઉઠાવાનુ કામ કોઇથી કાંચુ નહી
ઉઠાવાનું બાજુ રહ્યું હલાવી શકાયુ નહી.
શુરતા સોસાઇ ગઇ બળ દેખાયુ નહી
નામર્દ બની બેઠા સઉ સુરકોમાં આવ્યું નહી

છપ્પો-- ગાયન ૩૨

નાનો વીંછી ડંખ થકી દીલ આગ કરે છે
નાનો વીશધર પલક એકમાં પ્રાણુ હરે છે

નાની કટારનો ઘા કારી વાગે તે જાણે
નાનોદીપક ઘર આખે અજવાળુ આણે
નાનો તેને જાણુવો વીરત્વ ના જાણે કશુ
જેહોકહે ભલેહોય મ્હોટો, પણ નહીનર એતો પશુ

બેત-- ગાયન ૩૩

ચોરનાર ચિત્ત તુજ બાગને વિષે
ઉઠનાર ધનસ્યામ મુરત એદીસે
વીરતા બતાવીશું એ ચાંપ ઉઠાવશે
વરવાને વીજય માળ શું એ બાળ ફાવશે !

સીતા-નયન બાણુ માર્યું મુજને બાગમાં જીહાં
કરી પરીક્ષા બીરતાની વીરની તીહાં
ફરકે મુજ તન ધ્વજા પીતાજી હાથમાં
મનધ્વજા પવનથી જાય વીર સાથમાં

માલતી-સાચુ સ્નેહનું ફળ જાણો જરૂર ફળશે
જો છે સાચો પ્યાર તોતો નક્કી મળશે

બેત— ગાયન ૩૪

રામ--મુજ પ્રાણથી જો ઉતરે રોષ ખુશીથી પ્રાણ લીજીએ
નાહક ન દો લક્ષ્મણને દોષ, કામ આપ કીજીએ

ફરસુરામ-સામે બોલ્યો શેફથી બાળક નાદાન એ
કાપુ જબાન કોપથી બાળક નાદાન એ

રામ—આણી અંતર આગ બન્યાછો ક્રોધી પુરા
સુર્યવંશી છે બાળ કેમ તે રહે અધુરા
ક્રોધી સામે ક્રોધ એજ રીતી છે
કેમ ન ક્રોધી થાય વંશ પ્રતિતી છે.

સીતા-ઓ ધરાદેવી! આપો જો પતી કામદેવ જેવો
તો તો માગુ પતી એજ નહી કો અવનીતલ એવો
કરો કુલવત્ત કમાન જેથી એ વીર ઉઠાવે
વરે વીજય એ વરમાળ તો તો મન ખુશ થાવે.

સાહેલીઓ— ગાયન ૩૫

આજ આનંદ આનંદ વરતાવો,
રામ સીતાનાં લગ્ન વધાવો,
સાહેલી સંગે મળી સૌ આવો—આજ
જોડી આ અખંડ જગ જામો રે
સુખ રૂપ હો સંસાર વિધાત્ત વિભુ વીરામો
હોજો પુત્ર પરિવાર વધારજો અવીચળ નામો
કરે અનેક સુકામો, વધે કીર્તી અપાર
શત્રુ સઉ શીર નામોરે, થાજો જયજયકાર--વિભુ

શેર-- ગાયન ૩૬

અપાર આનંદ ઉર વિશે, જોડી છે ઉત્તમ બની
વિષ્ણુ લક્ષ્મી સમ દીશે જોતાં હોંશ ઉપજે ઘણી
રૂપ ગુણુથી ભર પુર ગણુના જાયના ગણી
માગીએ પ્રભુ આગળે આબાદી આ જોડી તણી.

ગાયન ૩૭

રિદ્ધિ સિદ્ધિ નવે નીધી આપે જેને ઘર ભગવાન
ભાગ્યવાન નર આ દુનિયામાં, જાણો કીસ્મતનો સુલતાન
હોય સંપતને સંતાન, તો મળે નક્કી સન્માન
કર્કશા મળે નાર, તો ભાગ્ય ફુટનાર
સુખ સંપ્પત સૌ ફોગટ જાણુ
પર સદગુણુ ગ્રહનાર નાર સુખકાર
તેથી સફળ સંસાર છે નક્કી થાનાર
તો તો સંસાર છે અમૃત પાન-રિદ્ધિ

છેલભટ--છંદ-- ગાયન ૩૮

જે કરવું તે કરવું હાલ રૂડા કામે ન કરવી કાલ;
કાલના કોઇ ન જાણે હાલ, છેલભટ કહે આણી વ્હાલ.

છેલભટ—છંદ— ગાયન ૩૯

જેમ રાગમાં ત્રીસનેખટ, જેમ બાજીગરમાં એક નટ

જેમ દર્પણમાં દીસે પટ, તેવા છે આ છેલી ભટ

મંથરા—છંદ— ગાયન ૪૦

રૂપીઆ આપો ઝટ પટ નહીતો થવાની ખટ પટ
જાણું છુ કે છો નટખટ કહુછુ આપો નાણું ઝટ.

છેલભટ—છંદ— ગાયન ૪૧

દુષ્ટાનાર, પુત્ર ખદકાર, જુઠો પ્યાર, પ્રીતુરીયાર,
એ ચારે છે જગસંતાપ, સાચુ બોલે છેલભટ આપ.

સાહેલીઓ— ગાયન ૪૨

( આજે તો આનંદ વૃષ્ટિ ) એ રાહ

આજે છે આનંદ લ્હેર અવધમાં પ્રસરી રહી
ઘેર ઘેર લીલા લ્હેર, મંગળમય છવાઇ રહી—આજે છે૦
રામરાજ થાશે હવે શાંન્તી છે ફેલાઇ રહી--આજે છે૦
હર્ષની છે ધુન સઘળે વાતએ છવાઇ રહી--આજે છે૦
રામરાજા રાજ બેસે જાનકી ઉછંગે લઇ
મહાલશું સભામાં સર્વે, સીતાજી સંગે જઇ--આજે છે૦

રામ--બેત-- ગાયન ૪૩

પ્રેમી ગરીબ સંસારમાં જે સુખ મળે સુંદરી:
તે સુંખ રાજ ગાદીથી મળતું નથી કંઇપણ જરી.
આ જગની જુઠી સાહ્યબી મકલાવું ખુશ થાવું શું.
સ્વપ્નવત્ત મળે સાહ્યબી તેમાં કહો લોભાવું શું.

સીતા--બેત-- ગાયન ૪૪

લાવો મુખે ચીન્હ હર્ષનાં વીચાર એહ છોડીદો.
મંગલ મય દીન આજ હર્ષમાં ચીત્ત જોડી દો.

રામ—

શી રીતે આણું હર્ષ જુઠી ક્ષણીક સાહ્યબીમાં
નહી હોનાર કદી હર્ષ ખોટી જક છોડી દો

સીતા—

ખોટી છે માયા જગતની જાણે જ્ઞાની બહુ
વખત વીચારો નાથ ખોટો શોક છોડી દો

શેર—                ગાયન ૪૫

દુનિયાની જુઠી જાળ પ્રાણી સૌ આવી ફસ્યાં
મનની જાણે મન પણ છી દુનિયા માં વસ્યાં

રામ—

દુનિયામાં વશી રાખવી દુનિયાદારી પર રહેમ
જાણીને ખોટી જાળ તેમાં ફસાવાય કેમ ?

સીતા—

જ્ઞાની છો નાથ આપ જાણો જુઠ છે બધુ
માબાપ બંધુ બ્હેન અને પરણેલી વધુ ?

રામ—

શરમાવો ન પ્રિયા વેણ વજર સમ વદી
દીનમાં કે રાતમાં ન વિસર્યો કદી
હરતે ફરતે બેસતે ન નામ વીસરૂ
પ્રતીતી ન હોય ત્યારી તો પ્રતીજ્ઞા હું ધરૂં

સીતા—

પ્રતિતી ન હોય કેમ વ્હાલા રામજી તણી
હું તો છું દાસી નાથ આપ છો મુગટ મણી

દોહરો

સાવધ થાઓ નાથ રાજ માતા પધારે
મુખાને વીચાર હર્ષ દાખવો તે વારે

ગાયન ૪૬

( કામની કામની કામની રે ) એ રાહ.

આજની આજની આજનીરે કેવી આનંદ ઘડીછે આજની
પ્રાણપતી અધીક ચહે, પડતો બોલ ઝીલી લીયે
ભરી પુરી છુ હુ સર્વ સાજનીરે કેવી.
આનંદની રેલછે હ્યાં, મંગળ મય દેખુ જયા ત્યાં
સુ કીર્તી છવાઇ રામ રાજની રે-કેવી.

ગાયન ૪૭

મંથરા— ( મોઢે મીઠુ મીઠુ બોલી ) એ રાહ

મોઢે મીઠુ મનાવી છેવટ બાવી બનાવી ઉરલાવો કાંઈ ભાન
બધી સત્તા ખુડાવી, બેઠાં માન ગુમાવી, છતાં છે કાંઈ ધ્યાન
મોસાળ મોકલી ભરત શત્રુધન કરેછે ગુલતાન-મોઢે

શાખી

રાજમાતા કૌશલ્યાજી સ્વાર્થની બાજી ધરી
રામને બેસાડે રાજ પુત્રો તમારા દુર કરી
વીચારો વીચારો નહી બનો નાદાન
બાજી હાથ મહીછે ધજી પણ,પાછળથી કાંઈ નહી વળનાર-મો

મંથરા-કૈકે- ગાયન ૪૮

( નીર્બળ શતરૂ સબળ રાજપર )

વખત મલ્યો છે અમુલ્ય આવો ગુમાવતા નહી મહારાણી
ગયો વખત નહી પાછો આવો નીશ્ચય લ્યો મનમાં જાણી
લઇ વચન પ્રથમ તમે વર માગી લેજો
સમજાવે ન સમજો જક ઝાલી રહેજો
કરે દીનતા રાજાજી તમે મન માંહી દેજો
કદી વીનવે તો બે શુકન મુખ કહેજો
કહેજો માગુ બે વચન ભર્ત ગાદી રામવન
સાધો કામ ધરી હામ
થતાં નામ પામો માન રાજ માતા રાણી કહુ સત્ય વાણી-ગયો

દશરથ— બેત ગાયન ૪૯

શા કારણે ધરી ને શોક બેઠી રાણી આજ છે
વીચાર ટાંઇ દીલમાં આજ મંગળ કાજ જે
જેનો હોય વાંક તેને કહે સજા કરૂ
મારા સોગન દઉ સત્ય કહે નહી કદી લજ્જા ધરૂ
જો ઇચ્છાહોય માગ સાને કાજ સતાવે
મંગળ દીન રામ રાજ એવો વખત ના આવે

દશરથ— બેત ગાયન ૫૦

દેવું છે તારૂ સાચુ તેઆવાર ચુકાવે
બેનાં માગી લે ચાર ઉરમાં શંકા શીદ લાવે
કેકઇ–બેનું છે મારૂ લેહેણું કેમ ચાર હું કહું
વચન હું માગુ બેજ તેમાં માગુ તે લઉ
દશરથ–માગે તે આપુ સત્ય કહું નીરાશા નહી કરૂ
શંકાન લાવો ઉર કહો તે પ્રતીજ્ઞા ધરૂ

કેકઇ–

લીયો પ્રતીજ્ઞા રામની કે માગો તેદઉ
પછીથી માગવાનું છે તે હું માગી લઉ

દશરથ––

સોગન લઉછું સત્ય વ્હાલીએ ઘનશામના
પુરૂ હું કોડ તારા મુજને સોગન રામના

કેકઇ––

લીધા છે સોગન ભાવે આપે મનના ભાવતા
છે આ સુર્યવંશી બોલ રખે નામ ડુબાવતા

દશરથ––

લેતી પરીક્ષા મારી શું તું વ્હાલી કામની
હજુ પ્રતીતી નથી શું ભરમાવે ભામનીં

કેકઇ–

ચાહોછો જેટલા રામ તેટલા ભરતને ચહો
કહીદો સાચુ શામ જોજો જુઠ ઉર લહો

દશરથ—

રામ લક્ષમણ પુત્ર સરખા કીકી સમ ખરે
શા કાજ વ્હાલી ઉરમાં આ શંકા તું ધરે

કૈકઇ—

જો હોય સાચુ વ્હાલ તીલક ભરતને કરો
માગુ એ પહેલો કોલ આશા ભંગ નહી કરો

દશરથ—

જેષ્ટ પુત્ર રામ સાચા ગાદી હકદાર
ધર્મ વીરૂદ્ધ ચાલુ તો હું રાજાને ધિક્કાર

કૈકઇ—

સોગન લીધા આપે તો મે માગ્યો એક કોલ
સુર્યવંશ લાજે આ જતાં તમારો બોલ

દશરથ—

શુભ કાર્યમાં શીદ ભંગ પાડે બુદ્ધિ કયાં ગઇ
બુરૂ થવાનું નિશ્ચે તેથી છે બદલાઈ ગઇ.

દશરથ— ગાયન ૫૧

ધાર્યુ વિધિનું થયું.
સુર્યવંશી રાય કહાવું નીરતો ગયું—ધાર્યું
વચને બાંધી ધર્મ ચુકાવે, આવુ અંતર
ન તેનું લહયુ-ધાર્યુ
વચન આપતાં નાંહી વીચાર્યું, ભાન ગયુ
મુજ વહયું—ધાર્યું

રામ બેત. ગાયન ૫૨

શંકા નહી લેશ લાવો માતા તમે મનમાંહી
સુર્યવંશી બાળ સત્ય પાળ આપ દાસ છે—ટેક
પુત્ર ધર્મ કાજ કરૂ પ્રાણ પણ અરપણ
પણ ન તજુ કદાપી ટેક એવી આસ છે
રિદ્ધિ સિદ્ધિ તુચ્છ ગણું અસત્ય ન કદી ભણું
મળે રાજ સ્વર્ગ તણું, તુચ્છ માજી ખાસ છે
ગમે તેવાં દુઃખો નડે, પુત્ર નાંહી પાછો પડે

દુઃખ સર્વ તુચ્છ સત્ય પુત્ર ધર્મ પાસ છે
ભલે જાવુ પડે વન, દુઃખ નહી તેનુ મન
પાળુ પીતાજી વચન સુર્ય કુળ ઉજાસ છે.

ગાયન ૫૩

માતુ નહી લેશ શંકા ઉર આણો.
પુત્ર ધર્મ પાળક ગરમાણો—શંકા
માતા પીતાનું વચન ન પાળે તેને પુત્ર નહીં જાણો શંકા
પીતુ વચનને કાજ હું જાઉ કરૂવનમાં પરિયાણો--શંકા

રામ બેત ગાયન ૫૪

આ લોક ને પરલોકનુ છે દુઃખ ખોટા મોહથી
એ મોહનું ન ધારવું દુઃખ કાંઈ એ વીછોહથી
સત્ય વચન કાજ પીતા જાન શું જાહાન શું
વચન ધર્મ પાળવો પીતાજી એમાં હાણુ શું
સુખ દુઃખ આવે જાય આપ આપના કર્મથી
દુઃખ મુને લેશ નહી જો હું ફરૂં ન ધર્મથી
મોહ લોભ ક્રોધથી આપદા અનેક છે
જ્ઞાનથી જુવો પીતાજી રાય રંક એક છે

છેલભટ--બેત ગાયન ૫૫

ચાહે ધરતી ફાટી જાય દુનિયાં ઉલટ પાલટ થાય
ત્રીયા હઠને એવી સહાય એક પ્રીટીને બે નવ થાય

લક્ષ્મણ---- ગાયન ૫૬

વદુ ભ્રાતા ઉલટ આણી વખત વદાવે આ દીન વાણી
વનમાં પધારો સંગે સતી શાણી અહા દશા શી ઇશ તેં આણી વદુ
ચડી દશાના ચાક પર પ્રાણી સઉ પછડાય
વેળા ફરતી છાંયડી ક્ષણે ક્ષણે બદલાય
સ્થળ ત્યાં પળમાં થાયે પાણી, પાણી ત્યાં સ્થળ થાય પ્રમાણી
જેષ્ટ ભ્રાતા લીચો શેવક જાણી, સંગન છોડુ વદુ સત્ય વાણી

રામ-- દોહરો વદુ

વીપત અતી છે વન વીશે સત્ય કહુ સુણુ ભ્રાત
પીતુ સંગ રહો સ્નેહથી, શેવા કરો ભલી ભાત

લક્ષ્મણ.. ગાયન ૫૭

જેષ્ટ ભ્રાતા સાથે લેવા ના ન ઉચારો
ક્રુર દૃષ્ટી બંધુ કેમ! વીનંતી ઉર ધરો-જેષ્ટ
પરિક્ષા આજ આમ શું આ બાળની કરો
છોડુ ન સંગ ભ્રાત આપ ભ્રાંતીને હરો-જેષ્ટ
દાસ છું હું આપનો કૃપા દ્રષ્ટી વરો
આવવાને સંગ બંધુ આજ્ઞા તો કરો-જેષ્ટ

રામ.. ગાયન ૫૮

ગીતી

સુમીત્રા માતાની રજા લઇને ભલે સંગ આવો
ઈચ્છા છે તુમ એવી, માતા સુમીત્રાને સમજાવો

સુમીત્રા લક્ષ્મણ ગાયન ૫૯

સુમીત્રા—સુખકર વીરા જાઓ આ પ્રવાસ
લક્ષ્મણ—ધારૂ શીશ આશીશ માત
કરૂ ભ્રાતા શેવ ભલી ભાત
સુમીત્રા—પ્રભુ પુરે સૌ આશ સુખકર
લક્ષ્મણ—બાળકનો અપરાધ ક્ષમા મા
સુમીત્રા—બંધુ તણી સેવા માંહી
રહ્યુ મન મોહી
હૈયુ એથી છલકે હેતથી ભર્યું આ
લક્ષ્મણ—જેષ્ટ બંધુ શેવા ધર્મ કેમ ચુકાય
સુમીત્રા—જાઓ સફળ કરો આશ સુખકર

છેલભટ—બેત. ગાયન ૬૦

જે જન કરતા નાહક હઠ તેનું નક્કી વળે ચોપટ
કરો યાદ શાસ્ત્રોને ઝટ સાચુ બોલે છે છેલભટ

સર્વે— ગાયન ૬૧

અવધપુરી રંડાણી આજ હાય હાય

દુઃખકાર બેસુમાર હાલ થઈ ગયા હાય હાય.
રામ વન જતાં હા ! હા ! હા !—હા ?—રામ
હાય હાય હાય હાય—અવશ્ય.

શત્રુઘ્ન— ગાયન ૬૨

વીધી લખ્યા લેખ છે બનનારા, લાખ ઉપાયો નહી ફરે
કર્મે જોગી, કર્મે ભોગી, કર્મે ભીખારી એ અંક કરેરે
કર્મે જઇને રાજ કમાવે, રાયનાં રંક તે કર્મે કરેરે—
કદી મહેલ ને માલીઆં સુત્રા છપ્પર ખાત
કદી ભીખારી થઇ ફરે, એ સૌ વીધીના ઠાઠ.

ભરત—શત્રુઘન— ગાયન ૬૩

ધીક્કાર છે ઓ પાપીણી તેં આ દશા કરી
જન્મતાં આ જગતમાં શેન ગઇ મરી ?
મને આપ્યુ રાજ એ મતી ક્યાંથી વરી ?
રામને વનવાસ બુદ્ધિ કેમ એ ફરી ?
સ્ત્રી હત્યાનો ડર છે નહીતો પ્રાણ લઉ હરી.
માતા નહી તું પાપીણી દુશ્મન ખરે ખરી—

શત્રુઘ્ન— ગાયન ૬૪

( ચાલીજા ચાલીજા ) એ રાહ

જાનેતુ જાનેતુ અહીંથી છકેલ
કેકૈને ભમાવી ફાંસામાં ફસાવી, લોભે લપટાવી
નક્કી તે ચુડેલ—
લલચાવી લોભાવી ભમાવી ફસાવી વચન મંગાવી
છેતરી છકેલ
પાપી પીચાસણી હૈયાફુટેલ, બુદ્ધિ તેની સર્વ બળીયેલ
વને રામ સ્થાપી,ભરત ગાદી આપી. શીખવણી તારીનો
આસંઘો છે ખેલ-જાનેતું

ભરત— ગાયન ૬૫

( તાતશાને કરોછો ) એ રાહ

કહું સત્ય હુંતો ન ધરૂ શીરતાજ

ચોખ્ખુ અનીતી કાજ, નક્કી જાણું મહારાજ
જોહું ગ્રહુ અવધ તણું રાજ–કહુ
પાટવી મોહોટા શ્રી રામચંદ્રજી
હું શેવક તણા શીરતાજ
તે છતાં હું પાટ બેસું, છોડી સુર્યવંશ લાજ–કહુ
કીર્તી અવીચળ સુર્ય કુળની
કલંકીત કરૂ આજ
તો તો દુનિયા પલટી જાયે, થાતાં અઘટીત કાજ–કહુ

બેત. ગાયન ૬૬

લઉં દુનિયાનુ પાપ લઉ જો રાજ એ
તાવો નહી ગુરૂ રાજ ગ્રહુના તાજ એ
સોગન છે તુમ ચરણુ કરવા અકાજ એ
સુર્યવંશી નહી સજે અઘટીત સાજ એ
હંસ અવર નહી ચરે મોતીવીણુ અખાજ એ
લઉં સોગન રામ શીરપરે નહી બોલશો મહારાજ એ

ખારવાઓ–– ગાયન ૬૭

વાહ ! કેવો આનંદ છે અંગ, અજબ રંગ, બનીછે ભંગ
પીયો મળી સંગ, આનંદ ધરી અંગથી–વાહ !
નશીબ ખુલી ગયાં છે ખરે
પ્રભુ રામ પધાર્યા આપણે ઘરે
છે પુરણુ ઇશ કામ, શેવા કરો આનંદથી–વાહ !

દોહરો.

કહે નાવીક તુ ઝટપટ જઈ રામની પાસ જઇ વધાઇ
વાર જરી તુ લગાડ નહી છેલ શાલી કહે આવ્યા આંહી

શેર–– ગાયન ૬૮

પુત્રનું પાલન કરવું પીતુનો ધર્મ એ છે
પીતાજી વચને પળવું પુત્રનું કર્મ એ છે
મીત્રનું કાર્ય કરવું મીત્રાઈનું કામ એ છે

પતી સુખદાઈ કર્મ સાચુ ધર્મ સતીને એ છે

શજય મંડળ વિગેરે— ગાયન ૬૯

તજી અમ જાય વને પ્રભુરામ ( ૨ )
અરે ! પ્રભુ આજે તજીરે—તજી
પીતાના વચન કાજે, તજીને રાજ આજે
વનમાં જાયે સુંદીર શામ, પ્રભુ આજે તજીરે—તજી
વલકલ લીધાં છે ધારી, પટકુળ દીધાં વીસારી
દેખી ચીરાયું તન આ ઠામરે—પ્રભુ આજે તજીરે તજી
પ્રીતે પધારો પ્રભુ ચીતેથી નાંહી વીસારો
સાચા પુરૂષોતમ પુરણ કામરે—પ્રભુ આજે તજીરે—તજી

સર્વ— ગાય ૭૦

જાઓ જાઓ સુખી થાઓ સત્યવાદી શાણા સૌના છે પ્રણામ
શ—લ—સી—જઇએ જઇએ જઈએ હવે સુખી રાખે પ્રભુજી કરે
સર્વ—સ્વીકારો સીતાપતી પ્રણામ—જાઓ આરા
શ—લ—સી—પીતુ વચન પાળવાને જઈએ વન મોઝાર
સર્વ—આપનો વીયોગ કરે સર્વને લાચાર
રા—લ—સી—વીયોગ કાલે વહી જશે ન થાઓ ગમ ખ્વાર
સર્વ—પુરો હમારી આશા પ્રભુ પાછા આવી આહાર
રા—લ—સી—( જાઓ હવે સીધાવો ) પ્રણામ ! પ્રણામ
સર્વ—રામ રામ ! રામ ! ( સર્વે જાય છે )

દાસીઓ— ગાયન ૭૧

મનહર કેવી જોવા જેવી વનની શોભા બની સારી
નવ નવ પલ્લવ ખીલી રહ્યાં છે, તરૂવર આ આનંદકારી
શીતળ પવનની સુખકર લહેરો જાણે દીયે તનને ઠારી
તનને શીતળ કર જાણે ખાઇએ પેટભર
વાય છે શું સુખકર આનંદની ઠંડી લહર
વેલી આ નજર કર વીંટાણી આ મનહર
જાણે ભેટી પેટ ભર, સુંદરી સુંદર વર

દુઃખનુ હરણુ કરે પુર સુખ ઉર ભરે
વારી જાઉ નવ પર, ઠરે અજગ અસર—મન

સુપર્નખા-દાસીએ.—' સ્વપ્નું ૭૨

સુણો વાત દાસી મુજ સ્વપ્ન થયું,
મુજ હૃદય ક્રોધમાં ભરાઇ રહ્યું;
તે કેમ કરી નવ જાય સહ્યું,
ખોઇ પુત્ર થઇ પાયમાલ અરે.

દાસીઓ—કેવી રીતે ?

સુપર્નખા—

હણવા સુરલોકને હામ ધરી, ઉપાસથીશંકર પ્રસન્ન કરી
શીવ પાસેથી શસ્રકાળ વરી વરવાને વિજય ધરી વ્હાલ અરે.

દાસીઓ—પછી !

સુપર્નખા—

ઉપાસના કીધી વાંસવને તપથી થયા પ્રસન્નજ શીવ મને
વીપરીત વાત ત્યાં એવી બને કીધા મમદુઃખી આ હાલ અરે.

દાસીઓ—કેવી રીતે !

સુપર્નખા—

એ ગૌર મુરત કુલ વીણે તહી, મમ પુત્ર ઉપાસના કરે જહીં
મકરીઓ જાળમાં છુપો રહી પડયું અત્રની શસ્રજ કાળ ખરે

દાસીઓ—વારૂ પછી !

સુપર્નખા—

કુલ વીણે એ ગૌર મુરત તહી,શીવ શસ્ર આવીને પડયું જહી
ઝટપટ તે વીરે લીધુ ગ્રહી, માર્યો ત્યાં મારો બાળ અરે.

દાસીઓ—કેવી રીતે ?

સુપર્નખા—

છુપાઇ કરે તપ પુત્ર ખરે, વાઘામ્બર ઓઢી તન અરે
એ વીર શીકારજ ચીત ધરે, એ શસ્રથી અણ્યો કાળ અરે.

દાસીઓ—અરરરર ! પછી ?

સુપર્નખા—

જોઇ સ્વપ્ન ગઇ હું પુત્ર કને, મ્રત દેહ ગળ્યો અને પુત્ર વને
વ્યાપી ઝાળ કાળ ઉપજ્યો છે ગને લઉ વેરજ તેનું હાલ અરે.

છેલભટ—— ગાયન ૭૩

છે નારી જગત વીષ ખારી
નચવે પુરૂષને નટની માફક
પૌઢ કર્મ કરનારી- છે.
હાવભાવથી ભુલાવે પુરૂષને
કરતી ઘાત તે કારી- છે.
મુરખ પુરૂષ તે ફસે મોહમાં
રૂપરંગ જોઈ ભારી- છે.

શેર— ગાયન ૭૪

ધિક્કાર જાતી નાર છે ફસાવનારી એ
હોય જો ગોરી ચામ છે લોભાવનારી એ
મારીને નેન કટાક્ષ સાચી ફસાવનારી એ
નાંખીને મોહજાળ મારે કટાર કારી એ
રે રે! નર્કનું સ્થાન જાણો નારી એ
મુરખ બને ગુલતાન જાણો નારી એ
દશરથ રાજાનું મ્હોત કૈકે નારી એ
ભોળવનાર તેને નાર મંથરા મારી એ

ગાયન ૭૫

ગાયન રાગ કાલીંગડા—પદ.

સૌમાં કર્મ અતી બળવાન કરણી કરે ભરે જગજાણુ—સઉ
સુખદુઃખ સંપત ગાદી ઉપાધી હાણ લાભ સન્માન
ગરીબ તવંગર જીવતર જોબન કરણીનાં ફળ પ્રાણ—સઉ.
કર્મ મેળવે શાલદુશાલા, કર્મ મેળવે પાન
કર્મ જદા જો નર્મ થયું તો ટુકડાથી હેરાન—સઉ

કોઇ બજાવેઢોલ મંજીરા કોઇ લુંટાવે મોતીહીરા
કોઇ છત્રપલંગે સુતા કોઇ ટુકડા માટે રોતા
કોઈ મોટા કોઇ છોટા કોઇ સાચા કોઇ જુઠા–સઉ
કોઇ ફેરવે ગાડીઘોડા કોઇના પગમાં ન મળે જોડા
એ સૌ કર્મ ગતિ પીછાન– સૌમાં.

( જાય છે. )

લક્ષમણ— ગાયન ૭૬

સાખી.

તું જાણે હર દુર છે, પણ હર હદીયા માંહીં
પડળ આંખે અજ્ઞાનનાં તેથી સુઝે નાહી
શું સુતો છું સોડ તું તાણી, શું થવાનું તારૂ રે
જાગ્રુત નહી કાંઈ અગમનીગમને, જગત સર્વ અકારૂરે
કયાંથી આવ્યો કયાં જાવાનો કયાં છે તારો ઠામરે ?
સુખ પામવા માટે કર કાંઈ, અંત સમય મુકામરે ? શું.
મન મર્કટ પંખી બની, જીહાં તીહાં ઉડી જાય
જયાં જેવી સોબત મળે, ત્યાં તેવાં ફળ ખાય
ખોટી કાયા ખોટી માયા ના કર મારૂ મારૂ રે
કામક્રોધ મદ લોભ મોહને પ્રાણી તું સંહારૂરે–શું

સુપર્નખા—લક્ષમણ— ગાયન ૭૭

સુપર્નખા--મન હરી હરીને ભજી જાણો ?
લક્ષમણ--અન્ય ન કોઇ અવર પીછાણો ?
સુપર્નખા--તમે રાજા, હું રાજકુમારી
તમે ગુલાબ હું કેતકી પ્યારી
તમસો પુરૂષ હું જેવી નારી
નહી દુનિયા જોડી મળનારી
લક્ષમણ--તમે અંજાણ પરાઈ નારી
મારા પર અતિ કૃપા તમારી

હું વનવાશી એક ભીખારી
પીતા સત્ય એક બ્રહ્મ આચારી
તજી ધરમ પ્રતિજ્ઞા મારી
કેમ કરૂં અસત્ય સરદારી !

સુપર્નખા—શેર— ગાયન ૭૮

સરદાર અબળા નાર છું, શરણું સાચુ દીજીએ
વળી બહેન છું લંકેશની, અંગીકાર કીજીએ
લક્ષ્મણ—એક નાર પ્રાણ આધાર પ્રીત પ્યાર એકથી
એક પ્રેમ એક નેમ કામ નહી અનેકથી

સુપર્નખા— ગાયન ૭૯

( દાહ લાગ્યોરે દલડામાં ) એ રાહ

પ્રેમ ચોટયો આ અંતરમાં આશા ભંગ ન કરીએ
આશા ભંગ ન કરીએ હો પ્યારા પ્રીતે વરીએ—પ્રેમ
છબી તમારી છે અંતર કોતરી વ્હાલા
માળા તમારી વ્હાલા ચીત્ત ધરીએ
અમે ચીત્ત ધરીએ—પ્રેમ
લંકેશ ભગીની છું શુપર્નખા આપે
ઘીગું ઠેકાણું નવ પરહરીએ,
વ્હાલા નવ પરીહરીએ—પ્રેમ
સલુણા છો સુંદીર તમો, બાળ કુંવારાં હમો
સરખે સરખી જોડી ફેર ન જરીએ
શાણા ફેર ન જરીએ—પ્રેમ
અબળાને એક ધણી, રાજને તો રાણા ઘણી
નાહકની હઠ વ્હાલા નાંહી કરીએ
હઠ નાંહી કરીએ—પ્રેમ

દોહરો

નટકી કીધી મુજને હત્યારા નાદાન
બદલો નહી છોડું હવે નક્કી લઈશ હું જાન

ગાયન ૮૦

છોડુ હવે નહી પાપી એ બાળ
ગર્વ ઉતારીશ તેમનો આજે
આણીશ તેમનો નીશ્ચય કાળ–છોડુ
બ્હેન મારીનુ નાકજ કાપ્યું
ઉરમાં અંગાર વ્યાપી છે ઝાળ
બદલો લઉ હવે જઇને હાલ–છોડુ

રામ—સીતા— ગાયન ૮૧

રામ—કુદરત ખીલી શું મધુર મધુ વનમાં
સમય સોહાવે જોબન ઉપવનમાં !
સીતા–પરીવૃંદ વનમાં, વીધા ધર ગગનમાં
ખુશીછુ હું તો પ્રભુ તુમ ચરણમાં
રામ—સંગ તમારો અતી ઉર પ્યારો
મોહની અજબ પ્રિયા તુમ બદનમાં

રામ–શેર— ગાયન ૮૨

મોહની અજબ પ્રિયા અંગમહી છે ભરી
નયન કટાક્ષથી લીધો છે મુજને વશ કરી
સીતા–દાસીછું હું આપની શીરછત્ર છો તમે
નથી તમો વશ-નાણુજી પણ વશછી અમે
રામ—પ્યારી તમ હમ એક છી કહેવામાં બે છીએ
મનથી મન વીચારીએ અલગને કેમ દીયે
વસી રહયો વાસ પ્યારી અંતરમાં તમારા
વસી છો તેમ કરી વાસ અંતરમાં મારા

સીતા— દોહરો

જુદાઇ નહી હમ તમ મહીં જગતણી એ રીત
રેશમ સમ ગાંઠે જડયાં છોડી ન છુટે પ્રીત

સીતા શેર— ગાયન ૮૩

ભાઇ ! ઇશ્વર ભેદ અપાર નહી કોથી કળાયા છે

જ્યાં ન પહોંચે ધ્યાન તીહાં વીલક્ષણ માયા છે
પાણી ઉપર ધરતી બીછાનું જે પ્રભુએ બીછાવ્યું છે
રંગ બે રંગી ઝાડપાનને પ્રાણીથી તે છાયું છે

સીતા-શેર--  ગાયન ૮૪

હ્યો સુણો પોકાર છે આ ભાઈ તુમ શ્રવણ ધરો
જાઓ જલદી વાર નહી આ ઠામ લક્ષમણજી કરો
લક્ષમણ-આપને મુકી એકલાં જાવું મનમાં કાંઈ વીચાર કરો
વડીલની આજ્ઞા નથી એ શું ચીતમાં નાંહી ધરો
સીતા--જાઓ બચાવો વડીલને મારી ન ચિંતા લેશ ધરો
વડીલ વડીલ કહો મુખથી વડીલની નહી વ્હાર કરો
લક્ષમણ-હજી સુધી મેં વડીલની આજ્ઞા નહી તોડી કદી
શા કાજ મુજપર આજ ધારો વેણ આવાં તો વદી
સીતા-વીર કહાવો દીયર ડરતા શું બચાવો જાનને
ધિક્ક તમારી વીરતાને ધિક્ક ધનુષ્ય ને બાણને
લક્ષમણ-બચાવ ઇચ્છુ જાનનો તો વન આવત નહી કદી
વીરતા વસી છે ઉર વીશે પણ મુકુ એકલાં નહી કદી
સીતા-વીચાર જાણ્યા આપના ભાઇ મરતાં રાજગાદી મળે
આફત ટળે વેળા વળે મરતાં વડીલ નશીબજ ફળે

સીતા—  ગાયન ૮૫

બુરૂ થયું હાય પાપીણી તનથી
રંજાડયા લક્ષ્મણ બાણ વચનથી
પાછળથી મન આ મુઝાય, અરે હાય, રે હાય
લક્ષ્મણ વીરા માફ તું કરજે, પરતાઉ પુરી ન ચીત્ત કાંઇ ધરજે
માફ કરી સૌ દુઃખ મમ હરજે..................બુરૂ૦
વડીલની આજ્ઞા ન કદી વીસરવા અરેરે આજ્ઞા એ પળતો,
અભાગીની હુંતો ખરે ! બોલી બોલ હું ભળવા !
સાચો છે એ વીર ભ્રાતા અંતર ન લેશ ઘાત;
અસત્ય ન વદે વાત કીધો હાથે ઉતપાત,

કેવું એનું ચીત્ત શાંતરે........................ખુરૂ૦

શેર- ગાયન ૮૬

ઈશ્વર દયાકર દાસીપર ભેટવા નાથ તું
કુશળ પતીની મુરતી ધારૂં છું ધ્યાન હું
આવે પતી સંગે એ વીરો દીયર મારો એ
બંને પાસે ચાહુ ક્ષમા નહી અન્ય આરો છે

રાવણ—( જોગીવેશમાં ) ભજન ગાયન ૮૭

દેખા નહી કછુ સાર જગતમાં દેખા નહી કછુ સાર
મોહ વીશે મત લપટો યારો દેખા નહી કછુ સાર
ચૌદ ચોકડી રાજ મીલેપન ત્રષ્ણાના નહી પાર
સમજ મત ત્રષ્ણા-
ભોગ ભોગતે ઈંદ્ર અપછરા ત્રપ્તી નહી લગાર
ત્રપ્તી નહી લગાર-જગતમાં
જુઠી કાયા, જુઠી માયા મત લપટો સંસાર
સમજ મન મત લપટો-
પ્રભુ ભજનમે ચિત્ત લગાના હોવેગા ભવપાર
સમજ મન હોવેગા ભવપાર-જગતમાં

રામ શેર- ગાયન ૮૮

વીધતા વેરણ હાય તું, છેવટ ઘાત તેં કરી
સીતા સીવાય ન રહેવાય દયા નહી તેં દીલ ધરી
હાય ! હાય ! પાપીણી તે રત્ન મુજ છીનાવી લીધું
કોણે સંતાડી કે હરીને આવું દુઃખ મુજને દીધું

ગાયન ૮૯

( કંથ વીણુ હાય હું છું ) એ રાહ

પ્યારી વીણુ હાય બન્યો હયરાન, જોડી સારસનાજ સમાન પ્યારી
અજબ માયા માર છે. સહ્યો નહી સહેવાય
વીયોગ થાતાં પ્રેમીનો, ચરચર બળે ચીત લાહ્ય-પ્યારી
જ્હોત ભલુ વીયોગથી, દેખવું હાવું નાંહી,

વીયોગને ઘા કારી લાગ્યો, પ્રેમી કલેજા માંહી-પ્યારી
કયાં છું પ્યારી નારીઓ મારી રામ જનકની સુતાય
ચાલી ગઇ કયાં મુકી એકેલો, હાય હવે શું થાય-પ્યારી

રામ—શેર ગાયન ૯૦

હો પશુપક્ષી જાણુતા હો તો બતાવો નારને
સાચુ કહો દેખી કહીં તમે પ્રેમી એ દીલદારને
સારસ ન રહો જોડી વીના પતો બતાવો મુજને
કયાં ગઈ એ કોકીલ વન ખબર હોય જો તુજને

( પક્ષીઓને ) છંદ.

કોયલ, મોર, ચકોર, શોર ત્યાં જઇ મચાવો,
જઈ પ્રિયાની પાસ હમારૂ દુઃખ જણાવો.
ભમરા ! કળી એ કળી ફરે તું રસના લેછે
કયાં છે વ્હાલી દીલદાર ખબર કેમ નહીજ દેછે

( આસ્માનને )

અરે પવન એ કોણ ભુવન છે, નથી શું ત્યાં તું ?
જલદી ખબર બતાવે વીયોગે દુઃખી છઉં હું.

( ચંદ્રને )

અહો ચંદ્ર ! તમે સદા ફરો આકાશ વીશે રહો
ચંદ્ર વદનીની શોધ કરી મુજને કહો.

( લક્ષ્મણજી નીરાશ થઇ આવે )

ગાયન ૯૧

રામ- શાર્દુલ વિક્રીડીત

થાશે નાશ નહી-સમુદ્ર-સરિતા-શૈલો તણો સર્વથા
ત્યારે કોટીત ઘાસ તુલ્ય જનના વીયોગની શી કથા !
એવું છે પણ પ્રિયા વીરહ તણો જે કારી ઘા આકરો
તે વીરહાગ્ની શોક શતરૂ મનને બાળી મુકે છે ખરે !

રામ-શેર. ગાયન ૯૨

જાનકી ગઇ તે સંગે શુદ્ધ ગઇ જહાંનની

જાનકી નહી તો પરવા નહી હવે જાનની

રામ--                    ગાયન ૯૩

પ્યારી વીયોગનો સંયોગ પ્રિયા શું નહી મળે
વિયોગ વીજુ ન ટળે તો આ પ્રાણુ નીકળે-પ્યારી
વીધી હા રૂઠયો, દીન ઉઠયો, દુઃખ કયમ સહેવાયે
પ્રિય વિયોગ થયો, લાગ્યો કારી કટારી ઘાયે-પ્યારી
પ્યારી પ્રિયા વીણુ બન્યો મતી હીણુ અકારૂ જીવન
પતો મેળાવો પ્રભુએ પ્યારી પ્રાણુ જીવન-પ્યારી

છેલભટ-                    દોહરો.

પગ પાની મતી હોત નહી ને હોત મગજમાં ધારી,
"હા" રી હોતજ નામ નારીનું કહેવાત નહી એ "ના"રી

છેલભટ-                    ગાયન ૯૪

મરાઠીસાખી.

તરકટ બરકટ કાંઇન જાણું, વાતજ સાચી કહું છું
વિદ્યા વાન છું બ્રાહ્મણુ હું તો, હાથે કાઢી દઉછું
લ્યો આ વાલી, મારો નહી ભુજને ખાલી

રામ-                    ગાયન ૯૫

સારંગ.

કયાંઇ દેખી જનક સુકુમારી હો-કયાંઇ.
સંત સહાયક મમ સુખ દાયક
સદગુણી પ્રિય પત્ની મારી હો-કયાંઇ.
ખોળ કરી પણુ ભાળ ન લાગે
ખબર ન કયાં ગઇ પ્યારી હો-કયાંઇ.

સીતા-                    ગાયન ૯૬

( રમા રમા રહી ) એ રાહ

રામ રામ રટુ મુખેથી બાળા બીચારીરે
પધારીને પ્રભુ તમે બચાવો પ્રિયા પ્રાણુને
અવર ન ઇચ્છુ પ્રભુ સંગ વીણુ અન્ય કાંઇ

રાત્રી દીવસ જપુ હું માળા તમારીરે-પધારી૦
જીવું છું પ્રભુ આશ તુમ ધારીરે, પધારો વ્હેલા૦
નહી તો પ્રાણ આ જશે,
આવીને ઝટ પ્યારી છોડાવોને, દુષ્ટને દયા
કદાપી ન વસે,
આશ સંજોગ ધરી કાપુ દીવસ દુઃખકારીરે-પધારી૦

સીતા—શેર. ગાયન ૯૭

જાણું નહી કે નાથ મારા છે કે કોણ જાણે
આવ્યા હરણને મારીને કે મરી ગયા તેવે ટાણે
શું દુષ્ટ ના હરવા થકી કાંઈ શંકા નાથ મન આણે
કે મને મુવેલી જાણી જીવતી શું નહી પીછાણે
શું કોઈએ ન દીધો હશે પતીને પત્તો મારો
જો નીર્દય થઇ બેઠા પતી તો તો આણું અંત મારો

ગાયન ૯૮

ત્રીજટા— શેર.

ગભરાઓ લાખ વાતથી, ગભરાવાથી શું થાય છે
થવાનું નક્કી તેજ ભાગ્યે લખ્યું બન્યે જાય છે

ગાયન ૯૯

શેર.

જેવા હાલ તેવા હવાલ આગળ હતા છે હાલ છે?

ત્રીજટા—

એવોજ શોક એવુજ રૂદન એવાજ હાલ હવાલ છે.

રાવણ—સીતા— ગાયન ૧૦૦

બેત

સીતા—સતીને સતાવો ઘટે તુમ નહી!
બળીને ન બાળો ઘટે તુમ નહી!
રાવણ-બળતા દીપક પર આવે છે પતંગ
સીતા—પરિણામે બાળે આપે નીજ અંગ

રાવણ—મને બાળતાં શું તમોને આરામ
સીતા—આરામ આવે ત્યારે આવે જ્યારે રામ
રાવણ—સાગર પરથી રામ કેમ આવશે ?
સીતા—સતી સત્ય સહાયક પ્રભુ લાવશે
રાવણ—જશે પ્રાણ મારા ત્યારે આવે રામ
સીતા—આવી પ્રાણ લેશે જરૂર આણે ઠામ

સીતા ગાયન ૧૦૧

રે ! દુષ્ટ ! સતી શીદ સતાવે શીદ સતાવે શીદ ગભરાવે
શીદ ભરમાવે શીદ દુભાવે શું આમ સતીને તું તાવે–રે દુષ્ટ !
એ છે પ્રાણ પતી મારા આ હૃદય મંદીરના વસનારા
એ ન્યારા ! કદી થનારા ! મુક લવારા સઘળા તારા–રે દુષ્ટ !
અરે કામ વાસમાં અંધ થઇ છે શુધ બુધ તારી સર્વ ગઇ
નહી કાંઇ નહી દીસે તું મહી વૃતી છવાઇરહી પાપી જહીંતહીં રે

ગાયન ૧૦૨

સીત— શેર

બતાવી ખોટો મોહ શું હું સતીને લલચાવે
જા જા નીતી હરામ જાણ સતી પર કદી ન ફાવે
રાવણ–( ચીડવઇને ત્રીટજાને )
ઠેકાણે શું એ આવશે કે આમ દુઃખ ઉઠાવે
ત્રીજટા—
આવશે જરૂર ઠેકાણે એ એવો વખત આવે

સીતા- ગાયન ૧૦૩

અકળીત લીલા ! પ્રભુ ન કળાતી,
પલક પલક ઘડી છે પલટાતી—અકળીત૦
ઉદય અસ્ત પછી ઉદયની આશા,
નશીબ પટે જોક દશા છુપાતી—અકળીત૦
ઘડીક પહેલાં શોક હું કરતી,
પાપીના ભયથી જે મન્ન મુંઝાતી—અકળીત૦

પ્રભુ કૃપા પુત્ર હનુમાન આવ્યો,
સાધન પુજન મળયું હરખાતી--અકળીત૦

મંદોદરી— ગાયન ૧૦૪

( દોનોસીયારામ ) એ રાગ.

પરાક્રમી રામ, છે અદભુત કામ, ધારે પતી હામ, થશે શુ હવે
સીતા જાનવી, હરી આણવી, હું પદ માણવી, જીંદગી હાણવી.
પરાક્રમી.

શીવ ધનુષ્યને ત્રોડીયું ક્ષણું ન લાગી વાર,
તેવા મહાબળી આગળે, પતીતણા શા ભાર—પરાક્રમી
સીતા સતી અતી સાધવી, મંમાયા અવતાર,
બુરૂ થાવું છે નક્કી, નથી નીકળવો સાર—પરાક્રમી

ગાયન ૧૦૫

મંદોદરી-- શેર

બુરૂ કર્યું પતી છે જરૂર હરીને સીતાજી સતી.
બળીઆ સાથે બાથ ભીડી વીચાર્યું નહી દીલ રતી.

રાવણ—

બ્રહ્માનું આપેલ બળ છે પ્યારી ચિંતા પરહરો,
દેવ દાનવ વશ હમારે વીચાર તેનો નહી કરો ?

મંદોદરી—

દેવોનું આપેલ બળ ચલાવો દેવપર ચલે નહી.
પસ્તાશો પુરા નાથ ત્યારે રામ બાણ જોશો જહીં.

રાવણ

સમજીશ ન જાણુ બળ મુજથી રામબાણે છે રહયું
મુજ સમ બળી નહી જગવીશે, તું માન પ્યારી મુજ કહ્યુ
અપમાન મીથીલાપુરવીશે કીધું તે સઘળું મેં સહયું,
કાપ્યું છે બ્હેનનું નાક એનુ વેર અંગે પ્રસરી ગયું.

મંદોદરી--

સુર્પનખાનું નાક કાપ્યું દોશ કોનો ચિત્ત ધરો
કરણીનાં ફળ પામી આપે વીચાર તેતો ઉર કરો

રાવણ—

મ્હોતનું તીર છે વસ્યું હરનીશ મુજ ધનુષ્ય વીશે
બ્હેન મુજ બળીઆતણી વીચાર દીલમાં નહી હશે !

મંદોદરી—

ગર્વમાં ગળી જવું તે સાચી નીશાની નાશની
છકમાં છકી જવું છે સાચી નીશાની નાશની
બળીઆની સામે થવું સાચી નીશાની નાશની
મહોતના મુખમાં જવું નીશાની એ વીનાશની

મંદોદરી— ગાયન ૧૦૬

( ધરો કાંઇ હીત શીખામણ ) એ રાગ

તજીદો ગર્વ તમો પતી પ્રાણ ગર્વથી નક્કી પ્રાણની હાણ
ગર્વથી પામ્યુ નથી કોઇ લહાણ ગર્વથી થાશે પતી નુકશાન
અતી ગરવી હતા દાનવ સઘળા ધરે હુંપદ દીલમાંય
કપટે અમર સૌ દેવને પાયુ અમર કરી દેવ કાય—તજીદો
દેવ સકળપર કેર કરોછો, ગર્વ ધરી દીલમાંહી
સત્ય કહુ પ્રાણપતી ગર્વ છાજયો છાજે નાંહી—તજીદો
ગર્વધારીના ગર્વ હણે છુટે બાણ રામનુંજ જહીં
રામ બાણથી પ્રાણ જશે થાશે પસ્તાવો તહીં

ગાયન ૧૦૭

મંદોદરી— બેત

નાથ માગુ પાય લાગી મીથ્યા ઢીઠ મરવા ચહો,
સોંપો જઇ સતી રામને અબળાની વીનતી ઉર લહો
ચરણે નમાવો શીશ જઇને કહો જઇ વીનતિ કરી
જઈ માફી માગો પાયે લાગો કુમતી સઘળી દુર ધરી
કોનાથી નવ જીતાય જેહ તેનાથી વેર શીદને કરો.
કલ્યાણ કારક નાથ એકજ ઇશ છે તેને સ્મરો

ગાયન ૧૦૮

રાવણ— મરાઠીસાખી

રામ ચરણ જઇ શીશ નમાવું એ તું શીદ વીચારે

અબળા જાતી મતી પાનીએ શુભ વીચાર નવ ધારે
રામથી શાને ડરે, કહે રામ મુજને શુ કરે
બ્હીક હોય જો તને રામની જાતુ શરણુ વીચારી
ચરણે પડ જે વીનતી કરજે આશન રાખીશ મારી
નમાવું શીશ નહી, જયાં સુધી પ્રાણુ આ કાયા મહીં

રાવણુ—શેર ગાયન ૧૦૯

માન કદી નહી મુકાય જાન જાય ભલે જતો
ખાનદાની નહી તજાય જાન જાય ભલે જતો

વીભીષણુ—

માન ધરી માગો મ્હોત બંધુ કાંઇ વીચાર કરો
ખાનદાની નહી જવાની જઈ રામ શરણુ ધરો

રાવણુ—

નાક કાન કાપ્યાં આપણી બ્હેનનાં વીચારતું
હાથે કરીને કીધું વેર શરણે મોકલવા ધારતું

વીભીષણુ—

ઘનશામ મુરતી દયા સુરતી કરણી તેવાં ફળ દીયે
વાંકજ હશે કાંઈ બ્હેનનો વીચાર કાંઇ નવ ઉરલીયે

રાવણુ—

વીશાત શું મુજ આગળે એ રામને લક્ષમણુતણી
ભલેને લાવે ફોજ એની ભીરૂ નથી લંકાધણી

વીભીષણુ—

નહી ફોજનું કાંઈ કામ એકજ રામ સર્વ નીશ્ચય હરે
છે ક્ષમાવંત કીરતાર શરણે જાતાં નક્કી ક્ષમા કરે

રાવણુ—

આદેહમાં છે પ્રાણુ ત્યાં સુધી કદી ડગનાર નહી
જાવાન દઉ એ જાનકી નીશ્ચય કદી ફરનાર નહી

વીભીષણુ— બેત

પર ત્રીયા પ્રસંગથી પામો નહી આ રામને
રાજ રિદ્ધિ સર્વ જાતાં એબ લાગે નામને

સઠ છોડી માન મોડી દુર કરો અહંકારને
વીચાર કરો વડીલ બંધુ લાવી ઉર વીચારને
સતી સતાવી સાર નહી પામો કદી જાણો નક્કી
જો પામવો હોય સાર સોંપો રામને જઇજાનકી
જાનકીને લઇને ચાલો દીન થઈ મુજ સંગમાં
કરશે દયાળુ એ દયા છે વશી જેના અંગમાં

વીભીષણુ—બેત                ગાયન ૧૧૦

જે આવી આ સંસારમાં ભગવાનને ભુલી ગયો
હો ભલે સરદાર જગનો જાણો ભવ ડુલીગયો
આવ્યો મુસાફર પ્રાણીઆ હોરે કમાણું પાપની
હાથે કરી મુશ્કેલી વ્હોરે બીજા ભવમાં આપની
માટે સજી લે સાથમાં ભાતુ ભગતી ભગવાનું
જેથી મળે તને અગળે સ્થળ માન તું આરામનું

રાવણુ–શેર.                ગાયન ૧૧૧

દેવ દાનવ સઉ મળી ધરી પ્રેમને શેવા કરે
તેને આ પતી કલેશ શું એ રામને ચરણે પડે
વીભીષણુ–આવી પ્રતીતી આપની વીસવાસ પુરો ઉર વીશે
ધાર્યો છે પુરો ગર્વ નક્કી ગર્વથી હાની દીસે
રાવણુ–ભાઇ થઇને મહારો દુષ્મનની પક્ષ શાની કરે
વીભીષણુ–ગર્વી થઇને મહાલો તેથી જાણું ગર્વ નીશ્ચે હરે
વારંગના–નાચ

ગાયન ૧૧૨

સા સાની સા ગમ પની સારે સાની ધપ
મગ ગમ પ મગ ગપ મગરે સા     સાનીસા
સાની ધપ નીધ પમ ધપ મગ પમ ગરે
નીધ પમ ગરે     સાની સા.

સા ગમ પ પ ગમ પનીની મપની સાસા
પનીસા ગરેસા નીધ પમ ગરે     સાની સા

ધા કીટ ધુમકીટ ધીર કીટ ધીલાંગ
કીટ કીટ ધા કીટ કીટ કીટ કીટ નીધ પમ ગરે સાની સા
ગસા રેની સા.ધ ધમ પગ મરે ગસા
નીલ પમ ગરે;
સા–પ–મગ–સા નીધ પમ ગરે સાની સા

કુંભકરણ—શેર ગાયન ૧૧૩

રાવણ ! સતી પર લુબ્ધ થઈ વીચાર કીધો તેં નહ
જાણ્યા ન રણવીર રામને તેં આપે પીછાણ્યા નહ
બુરૂ કર્યું તે સર્વ નીશાની નાશની જાણી નહી
બળીઆ સાથે બાથ ભીડતાં શંકા કાંઇ આણી નહી
રાવણ–તુમ જેવા છે વીર માંથે પુત્ર ઈંદ્રજીત સમ
તો પછી બ્હીવાનુ શાનું શા માટે ખાવો રામનો દમ
કુંભકરણ–રામથી સંગ્રામ કામ ઘણું કઠીણ જાણો
રામથી સંગ્રામ નીશાની નાશની જાણો
ઈંદ્રજીત–શું વીભીષણની પેર દુષ્મને ઘેર જવા ધારો
નીકળ્યો નાદાન એ તેવા શું નાદાની વીચારો
કુંભકરણ–નાદાન નહી પણ દાનો સાચો ભાગ્યવાન એ
આ લોકમાં કરી રાજ પર લોકે યશવાન એ
રાવણ–એ દાનાની દાનાઇ તેની સંગમાં છે ગઇ
વીચાર આપ કરો ! કહો યુધ્ધે જાશો કે નહી

અંગદ—ચોપાઇ—છંદ ગાયન ૧૧૪

એક રાવણ હતો એહ એક નારી પર આફત લાવ્યો
એક ડોશીએ પગ પકડી તેને પાતાલ વીશેજ દબાવ્યો,
એક રાવણ અભીમાની રાજા બળ કરીને લડવા આવ્યો
બળ સઉ નષ્ટ થયું એક પલમાં કોઇ વાતે નહી દુષ્ટજ ફાવ્યો
એક રાવણ હું પદ ધારીને વાલી ઉપર જ્યારે ધાયો
ત્યારે વાલીએ નીજ બગલમાં બળ કરીને તેને દબાવ્યો
એ ત્રણમાં તમે કોણ, શરમ ધરો નહી ? બોલો ?
ઉતરી ગયું કેમ મુખ, ગભરાઓ નહી બોલો ?

રાવણ–બેત ગાયન ૧૧૫

છું હું રાવણ એજ આધિન કઈલાશ કર્યું છે
છું હું રાવણ એજ વરદાને બળને ધર્યું છે
છું હું રાવણ એજ સુર અસુર સઉ માને
એવો નહી કો એક જેહ મુજને ન પીછાને
રોકી નહી શકનાર મુને કો ત્રીભુવનમાંહી
ડરે અસુરને સુર દેખે મુજ સમશેર જયાંહી
ઇંદ્ર કર્યો હેરાન યમથી છે કામ કરાવ્યું
એ બાળક નાદાન તેથી શું હું ડર ખાઉ

અંગદ–બેત ગાયન ૧૧૬

માર્યા શુર અસુર હતા જે રણવીર મોટા
કર્યું યજ્ઞ રક્ષણ પીસ્યા પાપીના તોટા
અકળીત લીલા રામ પામર તું કયાંથી જાણે
પર બ્રહ્મ પુરણ કામ રામને જગત પીછાણે
પ્યારૂ જગતમાં નામ પ્રભુ અવતારી
ધર્યો જગત અવતાર અસુર દેવા સંહારી
એવા વીર રઘુવીર તેહને બાળ ન જાણો
જેનો અજબ પ્રતાપ અસુરનો કાળ પ્રમાણો

દોહરો

જો કોઇ હઠાવે આ પગ મારો
તો તો બનુ આજ ગુલામ તારો

દોહરો

વીચારીને બોલ કાળ વ્હોરે નીજ હાથે
વચન મુરખની તોલ મરણ ભમે તુજ માથે

ગાયન ૧૧૭

વીભીષણ— ગીતી

દયાનીધિ તુમ શરણે ચરણે રેવાનું મળ્યું સુખ પ્યારૂ
દર્શન વિણ પ્રભુ ખારૂ ચૌદ ચોકડી રાજ હું વીચારૂ

ગાયન ૧૧૮

પકડો જકડો દુષ્મનોને તોડો ગર્વ અસુર નાદાન
રામચંદ્રજી સમા પ્રતાપી ધરતો નહી તે ધ્યાન
અભીમાન પર્વત પર ચઢતાં પરવા ન ધારે પ્રાણ
શીયાળવું વનરાજ હરાવા શું થશે શક્તિવાન
ચાણો હાલ હાલ આણો અસુરનો કાળ
મારો પાપી ચંડાળ પ્રતાપે રામને
હરો ગર્વ ગુમાન તેનો તોડો અભીમાન
ધરો રામનું ધ્યાન નમો નિષ્કામને

ગાયન ૧૧૯

અકળ માયા ! જગ રાયા !
જેમાં મ્હોટા મ્હોટા છે ફસાયા—અકળ
છે માયા અકળ પ્રભુ તારી
ગયા શીવ સનકા દીક હારી—અકળ
કોને માયા ન છોડે લગારી
જન લુબ્ધ થાયે શું વીચારી—અકળ
જર જોરૂમાં માયા છે કારી
એથી અધીક માયા છે નારી—અકળ
માયા જંગ મચાવતી ભારી
હાથે જન કરે ભવની ખુવારી—અકળ

વીભીષણ— ગાયન ૧૨૦

( સંસાર ઝેરનો પ્યાલો ) એ રાહ

જે જન ભોગવતા સુખ ભાવે દુઃખનો ડર તે નર મન આવે
દુઃખી જન દુઃખમાં કાળ ગુમાવે જીંદગી ભોગવતા તે અભાવે
સુખ દુઃખ આ સંસારમાં પ્રાણીને ભોગવવાં પડે
સંતોષથી ગણતાં સમાનજ કાંઇ તેને નહી નડે
માયા છે ખોટો માર જગનો સ્વપ્ન વત્ત સંસાર છે
સાચુ ભજન કીરતારનું આ જગત સર્વ અસાર છે
દુઃખી જગતમાં સુજાણ સમજ નથી સુખ લગાર

જ્યાં જ્યાં જુવો ત્યાં દુઃખ મળે ના સુખ તલભાર
ફરતાં જગની જાળે મુરખ ના કરે વીચાર
જમના મુગદળ પડતાં પસ્તાયે જીવ પારા વાર

દોહરો

ભાઈ ભાઇને મદદ કરે તે ભાઇજ જાણો
દુષ્મન સંગે ભળે પાકો પીતરાઈ પ્રમાણો

દોહરો

ભાઇ બોલો લક્ષમણવીર થયું શું તુજને
આ જોઇ તારા હાલ થયું દુઃખ મુજને

છપ્પા— ગાયન ૧૨૧

આજ્ઞાકિત એ ભાઈ કદી નહી શીર ઉઠાવે
આજ્ઞાકિત એ ભાઇ થુંક જગે લોહી વેહેવડાવે
આજ્ઞાકિત એ ભાઈ સુખ દુઃખ મન નવ લાવે
આજ્ઞાકિત એ ભાઇ ભકિત કરતો જે ભાવે
તે વીણુ અન્યજ ભાઈએ ભાઈ નહી ભવ ભાર છે
સુણો વીભીષણ મીત્ર એવા ભાઈ કયાંઇ મળનાર છે

ભરતજી—સાધુઓ—ભજન ગાયન ૧૨૨

( કાયા કાચો કુંભ છે ) એ રાહ

મીથ્યા માયા જગતની, ગ્રહતાં દુઃખ અપાર
અલખ નીરંજન સમરીએ, તજી માયા વેહેવાર;
માયા જંજાળમાં ફસતાં ખરેખર દુખી થઇએ
સુણો શાણા સંતો કદી માયા મહી નહી ફસઇએ—માયા૦
ભક્તિવાન અનુપ ભવો હધીથી તરવાનું
માયાથી ભકતી જતાં ભવભવ ફરવાનું
માટે નહી માયા વળગી સાચી ભક્તિ ચીત્ત લઇએ
આલેથી ભક્તિ કરતાં રહેજે શીવપદ પામી જઇએ
મહેલ ઝરૂખા માળીઆ રિદ્ધિ સિદ્ધિ અપાર
મીથ્યા માયા માનવી નાંખે નર્ક મોઝાર—માયા૦

સંતો ભજન— ગાયન ૧૨૩

જોડયો છે સાચો સ્નેહ રઘુપતી રામ સાથે
રઘુપતી રામ સાથે અવધપતી શ્યામ સાથે–જોડયો૦
રામ નામ કેરી ભક્તિ સુખો આપનારી સાચાં
વિના ભજન ભાઈ કામ સર્વ જાણો કાચાં–જોડયો૦
રઘુપતી રાધવ રામ શરણું સાચુ જાણી પ્રાણીઆ
ધ્રુવ પ્રલ્હાદ આદિ ભકતો શરણુથી સુખ માણીઆ
ભક્તિ કરી ભગવંતની અળગુ કરો અભિમાનને
કરો પ્રસન્ન ધરી પ્રિતથી ભક્તિ કરી ભગવાનને–જોડયો૦

ઈંદ્રજીત—લક્ષમણ— ગાયન ૧૨૪

ઈંદ્રજીત— શેર

છુ બાળક નાદાન હોંશ લડવાની હૈયે ધારે
મુજ બળી સામે બાથ ભરતાં નહી મન વીચારો

લક્ષમણ—

છે બાળક આ નાદાન કાળ તુજ કરનારો એ
વનરાજ બાળ તુ જાણુ વીજયને વરનારો એ

ઈંદ્રજીત—

કાલ એક બાણુથી છે ઘાયલ તુજને કર્યો
પાછો આવ્યો તું મુજ સામે વીચાર નહી છે ધર્યો

લક્ષમણ—

કાલ મુજ નીશાન બાણ આપે હું ચુકી ગયો
પણ આજ ન મુકુ જીવતો કાલે જીવતો ગયો

ઈંદ્રજીત—

શું મુજસમ ગરૂડ પાસે સાપોલીયુ ફાવીજશે
ખાતર મુને છે લડતાં લડતાં તું નક્કી ભાગીજશે

લક્ષમણ—

બે ફાંયદે મગરૂર બનીને બોલે વેણ અભીમાનથી
નક્કી સમજ એ પામર હાની થાશે તું નક્કી જાનથી

ઈંદ્રજીત—

મોત લેવા આવ્યો હોંશે મારૂછુ એકજ બાણુ આ

કાલે કર્યો હતો ઘાયલ તુજને આજે હરશે પ્રાણ આ

લક્ષમણ--( બાણ ચુકાવી )

મગરૂર તજ અભિમાન જોઇલીધુ તારાનીજ ને
બચાવ તારા પ્રાણ તું ચુકાવી આ મુજ બાણને

ઇંદ્રજીત--( બાણ ચુકાવી )

બાહુ બળી સીંહ બાળ હું શું ભાર તુ શીયાળના
આ બાણથી લઉ પ્રાણ નક્કી તું સુકોમળ બાળના

લક્ષમણ--( બાણ ચુકાવી )

છેવટ તું થા હોસીયાર જો આ તેજ અસ્ત્રથી
આણું છું તારો કાળ પાપી હવે બ્રહ્મ શસ્ત્રથી

રાવણ- ગાયન ૧૨૫

( છોડોને કુંવર મારા હાથને ) એ રાહ

હઠને હઠીલી તજો હવે નથી એથી કાંઇ સાર-હઠ
વખત વીત્યો ઘણો વાતમાંરે તેનું લાવો કાંઇ ભાન
છેવટ પ્રાણને ગુમાવશો જ્ઞાની તજો અગનાન-હઠને
સીતા-લાખો જમાના છો વીતતારે પશ્ચીમ સુર્ય ઉદય થાય
પ્રાણની જરાએ પરવા નહી ભલે પ્રાણ મુજ જાય
રાવણ--..........................................હઠને
તરસ્યો ચાતક તુજ પ્રેમનોરે કાંઇ મનમાં વીચાર
રહેમ લાવો પ્યારી મુજઉપરે કરો નહી લાચાર-હઠને
સીતા-લાચાર હોકે હો દુઃખી ભલે રે તેનું મુજને શુ કામ
હૃદય મંદીરમાં રમીરહ્યા, સાચા રઘુપતી રામ
રાવણ..........................................હઠને

સીતા શેર— ગાયન ૧૨૬

ઓ ઘાતકી આ ઘોર કર્મ રામને હણી કર્યુ
તો માર મુજને પ્રાણથી નહીતો મુજ હાથે હું મરૂ

રાવણ-

પ્યારી નમાવું શીશ તારા ચરણમાં હું જાતથી
છોડીને ખોટો શોક મુજને રીઝવો પ્રેમી વાતથી

સીતા—

સતાવ નહી રહે દુર કહું છું સાર નહી જડે જરી
દેતાં સતી હું શ્રાપ નાંખુ પલકમાં ભસ્મજ કરી

ગાયન ૧૨૭

## ઇશ્વર સ્તુતી.

( અરે સખી આ શેલુતો ) એ રાહ

અરે પ્રભુ! ક માન આ શું પતીએ પરહરી
ધીક્કાર છે ધીક્કાર એ અસુરને વરી—અરે૦
દેવોને દુર્લભ અતી એવા શામ શરીર
તજી આવતાં પાપીણી લાજન આવી લગીર
મુકતાં એ શામને ઉર લાજ નહી ધગી—અરે૦
ભાવે જે ભરથાર મમ ધરતા ધરી ઉલ્હાસ
ફુટ ગોજારી પાપીણી આવી અસુર અવાસ
છોડયો સતસંગ તજી વીચાર તેં કરી—અરે૦
રઘુપતીની સંગત તજી પગમાં છોડી પ્યાર
ભ્રષ્ટ થઇ અહીઆં અટળી મુજ દીલને દુભનાર
આવતાં આ ઠામ કેમ નહી બળીમરી—અરે૦

સીતા સ્તુતી— ગાયન ૧૨૮

અકળ ગતી તમારી ધન્ય મોરારી
જય જય નટ વર જય જય જય જય
ધન્ય ઇશ જુગ દીશ
ધન્ય ધન્ય ધરણી પતી અગમ્ય તમારી કૃતી
મંદ છે મનુષ્ય મતી શી રીતે પામીએ ગતિ
ધરીને ઉરે સુવૃતિ વીનવું હું વીશ્વ પતી
મીલાવોને પ્રાણુ પતી એજ છે વિભુ વીનતિ
દુઃખી પર દયા કરો
દુઃખી દાદ દીલ ધરો
દુઃખ સર્વ પ્રભુ હરો
સ્હાય થાય દુઃખ જાય

ગાયન ૧૨૯

વ્હેની મારી આવે મને વીચાર ચેન નહી લગાર
આવે મને વીચાર હા અપાર આણે ઠાર–વ્હેની
રઘુવીર સંગ કરવા જંગ પતી ગયા હાય હાય હાય
સત્યાવતાર શું જીતનાર નથીજ સાર એથી લગાર
અરે અરે શું એથી થનાર રૂડાન સાર દીસે લગાર શંકા અપાર
મન મમ અતી મુંઝાય નહી કેમે મનાય
શંકા જાળે ફસાય હરી હરી શું થનાર
અજીત મમ ભરથાર નહી રામને જીતનાર
પતી જીવન શંકા ઉરમાં વરસે ઉર અંગાર–વ્હેની

ગાયન ૧૩૦

( હે કમજાત પીંગલા ) એ રાહ.

એજ હાથ જેણે જગમાં અજીત પદ ધર્યું
તેહ પદને હાય સત્ય અવતારીએ હર્યું–એજ.
કહ્યું ન માન્યું લેશ નાથ ગર્તમાં ગળ્યા,
ગુમાવી બેઠા જાન એમાં મર્ણ પદ વર્યું–એજ.

ચોપાઈ,

" સુખ સંસારી, ભોજન ભારી, મીઠી નિદ્રા, વળી બ્રહ્મચારી
બાર વરસ એ ત્યાજે જે, પતી મારાને મારે એ, "

ગાયન ૧૩૧

સ્તુતી.

હરી હરી હરી હું જો હોઉ સતી વૃતધારી
હરી હરી હરી તો તો લહો અરજ ઉર મારી
કૃપા કરોને કૃપાળુ યાચુ તમો આગળે
બ્યાન સર્વસ્વ જણાવે ભુજ આ લખી નીજ બળે

ગાયન ૧૩૨

૨ સખી– ત્રીભંગી છંદ.

જો છે તારણુ તેજ સંહારણુ અધમ ઉધારણુ પાલનહાર
મરવું જીવવું ભેદ છે મોટો તેથી મુક્ત કોણુ કરી શકે?

હાંઠ ચામથી તન જોડાયું મન દુશ્મનતા અંતર લાવ્યું
આ ગતનું એ કારણ આવ્યું તો રંજ પછી કેમ ધરીશકે ?
જ્યાં વખત દેહનો આવી અડયો ત્યાં લક્ષ્મણજીની સંગ લડયો
શીર તેઓ સંગ હાથતીહાં પડયોપછી જા શું કહો કોણ કરીશકે

દોહરો.

જીવન પુત્રશું ગયું વહુનું એવા તણ ગયું
નારદજીનું હતુ કહેલું તેજ હા સત્ય જ થયું

ગાયન ૧૩૩

સુલોચના--- દોહરા

સુણો પીતા જે વાતનો ભય હતો આઠે જામ
પ્રાણ પતીના અંતનો એજ થયો તમામ
પ્રાણ ગુમાવ્યો રણ વીરો લઈ સાથ મુજ પ્રાણ
કર આવી આંગણ પડયો થઇ તેથી મુજ જાણ
કરે લખ્યુ કાગળ પરે પતી તણા સૌ હાલ
( દાસી રાવણને કાગળ આપે છે રાવણ વાંચે છે )
સકળ લેખને વાંચીને થાક સતી ધરી વ્હાલ

ગાયન ૧૩૪

રાવણ— દોહરો.

અર્જ કરૂ નહી હું કદી એક શીરને માટ
અડગ નેમ ચુકાવવો એ નહી તારો ઘાટ

ગાયન ૧૩૫

સુલોચના-- શેર.

કરો ભલાઇ એ તાતજી માગણી છેવટની એ
લાવી આપો પતી શીશે ઇચ્છા સાચી ઘટની એ

દોહરો-- ગાયન ૧૩૬

શું મતલબ છે તાતજી નહી કામનું રાજ
શીરની શી દરકાર છે તજી ગયા શીરતાજ
આપ સત્યા ચારીએ પાસે
તે વીણ કામ ન હોય અંતે પ્રભુ દર્શન થાશે

ગાયન ૧૩૭

સુલોચના— છંદ.

ન તેઓપાસે સર્મ શું ?
લક્ષ્મણજી છે પર્મ સાધુ દેખતાં અધર્મ શું ?
રામચંદ્ર સાથ સકળ દરબારીઓ
'મા બ્હેન સમજે તે સૌ આપે પરાઇ નારીઓ

સુલોચના— ગાયન ૧૩૮

દાસી પરે દયા લાવે રે
દયાળુ દેવા દાસી પરે દયા લાવો
પતીનુ શીશ આપો અરજ એ ઉરસ્થાપો
સતી થવા આશીશ આપો આપોરે–દયાળુ
દુ'ગનાઇ રીસ છોડો પ્રભુ આપ ચરણે જોડો
વર આપો કષ્ટ એ કાપો કાપોરે–દયાળુ

ગાયન ૧૩૯

વીભીષણ— દોહરા

દેવતાઇ ચાલ છે સતી ખરે ખરી
દુષ્ટ રાવણ પાસથી દશા આવી વરી

ગાયન ૧૪૦

દોહરો.

જો આવતું દુનિયા મહી મરવુ જરૂર છે,
તો કેમ જીવાડુ નાથ ને, મરવું ન દુર છે.

ગાયન ૧૪૧

ગાયન.

( રે રઢીયાળા રઘુવીર ) એ રાહ.

આણુપતી છો—રાવણ કુળ સુકુમારજો
વીનંતી આ અબળાની ઉર ધારજોરે
સતી હું અબળા સત્ય વ્રત ચુકી લગારજો–
તોતો વ્હાલા સતી અરજ આ સ્વીકારજોરે
સતી પરિક્ષા આ સભાની માંહી

પ્રતીતી તમારા કરયા વિણુ નાંહી
જીવન સુખ મારૂં પતી ગુણુ આઇ
સતીની પ્રતીતી કરો આપ ધાઇ
રે પ્રાણુપતી–સાચવજો સતીની વારજો
છેવટ હશી દીયો પ્રતીતી પ્રાણુાધાર જોરે

ગાયન ૧૪૨

રામ— મરાઠી સાખી

વચન સતીનું વ્યર્થ ન જાયે તુર્ત પ્રભુ ઉઠાવે
સતી ધરે ઇચ્છા જેવી મન તે પરી પુરણુ થાવે
સતીનુ વચન ફરે, કહો સત્યને કોણુ હરે,

રાવણુ— ગાયન ૧૪૩

આશાગોડી.

સહાય થજે મહાકાળી મયાળુ માતા સહાય થજે મહાકાળી ;
સેવક આપનો અર્જ કરે છે, દેવી હો ડુંગરાવાળી–માયાળુ
દેવી અંબા ! અનેક રૂપે ! દર્શન દેતું દયાળી. માયાળુ
તુજ સમ નહી કો અવર શક્તિ, છે આ જગમાં મા નીહાળી

( દેવી આવે છે, )

મહાકાળી— ગાયન ૧૪૪

- ઓ રાય સમજ હર દુર છે પણુ હર હૃદયા માંહી
ભીતરપટ છે કપટનો તેથી સુઝત નાહી

\+ + + +

વીચારે શું મન તુ મુરખ પ્રાણી માત્રને મરવું રે
વીચાર કરી જો અગમ નીગમનો કરવું તેવું ભરવુરે.
કયાંથી આવ્યો કયાં જાવાને કયાં છે તારો ઠામરે ?
વીધી અંક તુજ કરમે લખી આ તેજ પ્રમાણે મુકામરે

\+ + + +

હીંમતથી મેદાનમાં જા જઇ જંગ મચાવ
જય આપ જશ હરી હાથ છે નશીબ પ્રમાણે દાવ

મરવું તારે માથે આવ્યું, હારીશ નહી ઉર હામરે
રામચંદ્રજી હાથે મરતાં રહેશે અમર તુજ નામરે—વીચારે

ગાયન ૧૪૫

સ્તુતી.

હે ! ભોળા શંભુ નાથ અરજ આ સુણોને મારી
આ વખ્ત કરી મુજ જીત નાથ ભોળા ત્રીપુરારી
આપો અમ ભુજામાં બળ અતુળીત એવું
જેથી રણ ભુમીમાં વીજઈ થઇ જવા જેવું
આપોને એવું જોર આ મુજ બાણુની મહી
ન જાય કોઇ જીવતો જે આવે સપાટા મહી

રાક્ષસ સેના— ગાયન ૧૪૬

અસુર ભારી હીમત ધરો શતરૂ સંહારો
શસ્ત્રો સંભાળો, છુટાં ઉછાળો અરિને કરવા ઠાર
શતરૂ મુળ દીયો ઉખાડી હીંમત ધારોરે
મારી કરો પાર—
શાબાશ વીરો, ચાલો સુ ધીરો ને રણુવારો
સૌ શુરવીરો રણુભુમીમાં શતરૂને કરવા ઠાર

( રામ સેના આવે છે. )

રામ સેના— ગાયન ૧૪૭

જય જય કરો (૨) હામ ધરો હરીફને હઠીલ હરાવો
તીર તલવાર, મારો અપાર શતરૂ સંહાર
બહાદુરીથી બતાવો— જય જય
કરો વીજય કરો વીજય કરીને રણે અરીનો ક્ષય
કરો ઉદય કરો ઉદય શ્રી સત્ય ધર્મનો ઉદય
શૌર્ય રણે દીપાવો— જય જય,

રાવણ—શેર— ગાયન ૧૪૮

અરે નાદાન ! છે તુંને મુજ માથે હોંશ લડાઈની
રામ—

ખરો નાદાન તેજ જગમાં જેને હોંશ છે વડાઇની
(રાવણુ વિભીષણુને જોઇ)

રાવણુ–શર—  ગાયન ૧૪૯

ધિક્કાર તુજને જઇ રહયો શરણું દુશ્મનનું ધારી
હાથ લગાડયો કુળને કુલાંગાર જો મન વીચારી
બોલાવ તારી વાર સઘળી મારી સામે રણુ મહી
રાખુ ન કોઇ જીવતો હુ છોડું એકને આજ નહી
તુજ રામ રોળુ રણુ વીરો હું ખાતર દીલે ધરે
જીવતો મુકીને એક રણુમાં ન રાવણું પાછો ફરે

ગાયન ૧૫૦

વિભીષણુ—
મગરૂર! છે અભીમાન પુરો દીલ તારાની મહી
અભિમાન હરતા સત્ય કર્તા રામ છોડનાર નહી

ગાયન ૧૫૧

રાવણુ—બેત—

(રાવણુ વીભીષણુને જોઇ)

મેળવી છે સરદારી મેં તો સરદારો પર ભારી
વળી મેળવી સરસાઇમેં પ્રભુતાઇ વીચારી
તેને તું નહી પીછાણે ગર્વ ઉરમાં શું આણે
નાનપણુમાં મોટાં મોટાં તપ કરીને બળ લીધુ
વીરો સામે કરૂ વડાઇ એ સઉ સાચું સીધું
તેને તુ નહી પીછાણે ગર્વ ઉરમાં શું આણે

રામ—

હું હું મેં ને મારૂ કરતા જન શરમીંદા મરતા
બુરે મોતે મરી ગયા કાંઇ અભીમાનને ધરતા
જાણું તું છે ગર્વ ધારી નકી દઉ ગર્વ ઉતારી
હાથી પણુ મચ્છરને હાથે જાન ગુમાવે નકી
એ ફળ જાણો અભીમાનનાં રાખ નહીં કાંઇ બક

જાણું તું છે ગર્વ ધારી, નકી હઉ ગર્વ ઉતારી
ગર્વ ધર્યો જેણે આ જગમાં તે જન નર ભવ હાર્યો
વીષધર જેવા ગરવીનો નાદ કીડીએ ઉતાર્યો
તેમ તું ગરવજ આણે રામને નહી પીછાને
હજી કહું છું ગરવ તજી તું દે સીતા મુજ લાવી
તો તો તુજને મુકુ જીવતો જાતુ જાન બચાવી
મુરખ નવ મમત આણે, માન કહું છું આ ટાણે.

ગાયન ૧૫૨

રાવણ— મરાઠી સાખી.

વનવાસી ઉદાસી બાળક યુદ્ધ ચડે મુજ સાથે
હજી કહું છું જાતું પાછો, નહી તો મરીશ મુજ હાથે
સીતા તને નહી મળે, લાખ વાતે તુજ નહી વળે.

ગાયન ૧૫૩

રામ— રાગ ઉપરનો

દુરાચાર અહંકાર દે છોડી નાહક પ્રાણ ગુમાવે
હોય જોમ જો તુજમાં જાઝુ રણમાં સામો આવો
જોમ તુજ સઉ કાઢુ, રણ ભોમી વીચે પાડુ,

રામ— ગાયન ૧૫૪

( સમી શરદ પુણીમા ) એ રાહ

ભાગીને કયાં જાય પાપી રણ ભુમી વીશે
એ બળે હરી જાનકી તુજ જાન લઇ જશે

રાવણ— ગાયન ૧૫૫

કર્યાં મેં પાપ કારી ગતી કેવી થનારી?
ગર્વ અપાર ધરી નીચ બુધિ નહી નીવારી
ગતી કેવી થનારી— કર્યાં.
રાજપાટ બળ શકિત મળી, ઝગડેથી ફળ ન મળી
એકપળ જોતાં ધારી—ગતી— કર્યાં.
થયો પ્રતાપ જાઝો તેમ તેમ વધુ ગાજયો
અંતને નહી વીચારી—ગતી— કર્યાં.
સેવા તપસ્યાને ખુશામતે બળ લીધુ ભારી

સહ ઉપયોગ ન કીધો ધારી—ગતી— કર્યાં.
મરૂણુ જાતથી હું ખોટા મોટાઇ માનથી હું,
લઇને પસ્તાવો ભારી—ગતી— કર્યાં.

ગાયન ૧૫૬

વારાંગના— નાચ

રૂમઝુમ છુંમ છુમ પગલાં દઇ,
સઉ નાચો તાતા થેઈ તાતા
નવ રંગ ગાન તાનથી નાચો ગાવો,
આવો સાવો, સખી રીઝાઓ- રૂમ
રંગ તરંગે, મળી ઉમંગે સંગીત રેલાવી,
હાવભાવ કરી, રંગત જમાવો અહીં,
રૂમક, ઝુમક, છુમક, છુમક, ઠુમક, ઠુમક,
લચકમચક કરીને લેહેકાવી સખી, કીટ ધા કીટ
કતીકતીક ધી કીટ, કતીક કીડ ધી કીટ,
કડાન ધા-કડાન ધા-કડાન ધા-કડાન ધા-રૂમ

ગાયન ૧૫૭

સરસ્વ— સ્તુતી

જય જગનાયક, દુઃખ વિદ્રાયક, સત્ય સહાયક રઘુપતીરામ.
ભવદધી તારણ, દૈત્ય સંહારણ, અધમ ઉદ્ધારણ સીતા સ્યામ.
આપ અલૌકીક અજબ કૃતી નહી પારપમાયે કોથી રતી
સુરસનકાદીક ન પામે તો હમ પામરની શું મતી
મેરૂ કરો ત્રણ મય ક્ષણે, મેરૂ કરો ત્રણ પલકમાં,
એવા રમા વર આપ મુક્તિ ધામ છો આ ખલકમાં;
શેવે ચરણ રજ શાંમ્બ હીતે, પરમ હીતમય છો પ્રભુ.
શાંન્તી, વ્યાધી હરો, છો શાંન્તિકારક હે પ્રભુ !

છીલભટ— ગાયન ૧૫૮

( દીલ મારૂ માને નહી ) એ રાહ.

પ્રભુ કયારે પધારે, આ દુઃખડુ નીવારે
થાકી ગયો દીના નાથજી ?

ચાકયો ફરી ફરી ભાળ નહી મળી
આવ્યા ન જાનકી નાથજી ?
મનને ઉમંગ હતો ઘણો પ્રભુ ભેટશે ગંગાપરે,
દુઃખીઓ થયો નહી દેખતાં થાકી ગયો હુંતો અરે.
તેડી જવા, સુખીઆ થવા ઉમંગ ધાર્યો ઉર મહી
પતો મળે નહી કોઈ જગે મમ આશા સઉ મારી ગઇ
હવે આગળ વધીને પતો મીલાવું
કરૂ ખુશી અવધનો સાથજી— પ્રભુ

કૌશલ્યા— ગાયન ૧૫૯

( હું દુખીઆરી નીત્યની )

વીયોગ દુઃખથી અંતર બળી થાય ખાખ
રગે રગે પ્રસરી રહી પુત્ર વીયોગની આગ
પુત્ર હશે આનંદમાં પણ મમ જીવ ગભરાય
ચાૈદ વરસ વીતી ગયાં છતાં ન આવ્યા આહી,
પુત્રો હશે કયાં મમ સુખ સિંધુ
મુજને વીસારી રહ્યા સુખે કયાં મમ સુખ સીધું
નીભાંગી છું ખરે બની હું
પુત્ર વને ગયા—આપે સુખી થયા—દુઃખી કરીને—મમ
દીન દયાળુ અરજ ઉરે ધરો
પુત્ર મીલાવો દુઃખ નિવારો—કાપો વીયોગને—મમ

ગાયન ૧૬૦

દુખા અતી હું મુઝાઉ મનમાં—વીયોગ દુખે મરૂ
કયારે આવશે જીવતું જીવન—સંયોગ સુખ વરૂ
પલક એક વરસ સમ લાગે—મન મુઝાયઅતી
રામ વીણુ નહી જીવન રહે હવે, કયાં છો સીતા સતી
ચાૈદ ચાૈદ વરસ વનમાં વીત્યાં, પાર હજુ નાવ્યો
નીરદોશી કુંવર લક્ષ્મણજી સુમીત્રા જાયો—
જલદી આવી મળો જીવન મુજ, પ્રાણ તણા પ્યારા
અવધ વીતીપણ હજી આવ્યા વધુ કુવર મારા—

ભરતજી- ગાયન ૧૬૧

આજે મને આનંદ આનંદ ઉર વ્યાપો
બંધુ પધારી દુઃખનો દિન કાપ્યોરે—આજે
બંધુ વીના હતુ જગત અકારૂ ને કાંઈન લાગે પ્યારૂ
આજે પધાર્યાની ખબર મળતાં, સુખમય સર્વ વીચારે-આજે
ચૌદ ચૌદ વરસનો વીયોગ સહ્યો જાતે સંતોશ દીલ માંહી ધારી
સંતોષ તરૂ ફળયો આશા અમૃત ફળ ખાવાની વારી રહેજ
આવીરે-આજે

દરબારીઓ- ગાયન ૧૬૨

આનંદ આજ વાધ્યો અતી, સુખવૃંદ આજ સમાજ
જય જય વાધે. સુખસાધે, રઘુપતી ધરશે રાજ સુકાજ
મંગળકાર, આનંદ અપાર, પારાવાર, હર્ષ ઉભરાયરે
અવીચળ તપો રાજ કરો ભારી કૃપા જગરાયરે
વશીષ્ટ—દીર્ઘાયુ થાઓ જગતમાં
સર્વ—પ્રણામ આ શુભ વખ્તમાં
દરબારીઓ—સુખી સદાનીજ તખ્તમાં
રામ—ધન્ય પ્રજા ધમ આસક્તમાં
સર્વ—હે રઘુવર ! સુખકર ! નરવર ! દુઃખહર !
ક્ષણ ક્ષણ ભયહર જગ જનનાં
જય વાધમાં સુખ મેળવો, બંને દંપતી
ધારી તાજ--આનંદ

સખીઓ— ગાયન ૧૬૩

રાગ—પીલુ

જઇ બેસે ઉછંગમાં, રઘુપતીના સંગમાં ટેક
સુખદુખમાં રહી સંગપતીની
તેણી સૌ સુખને વરી, રઘુપતીના સંગમાં જઈ
રાજ મુગટ શીર પરધરી રઘુપતી ધરરે રેહેમ
અજબ જય જશ મેળવો જગકર્તાની જેમ--રઘુ- જઈ

દરબારીઓ— ગાયન ૧૬૪

ધર્યા માંથે મુગટ શ્રી રઘુપતી થયો હર્ષ અતા—ધર્યો
પીતુ વચનને કાજ સીધાવ્યા, ચૌદ વરસ વનમાં જઇ આવ્યા
ધન્ય ધન્ય પુત્ર ધર્મ મતી ધર્યો.
સંતોષ પામ્યા અવધ વાશી શોક દુઃખ અને ટળી ઉદાસી
કિર્તી જગમા કીધી છતી ધર્યો
સત્યાચારી વળી પ્રભુ અવતારી સુર સંતોષ્યા અસુર સંહારી
ધન્ય ધન્ય પ્રભુ શુભકૃતી ધર્યો

પુર્વાર્ધ રામ લીલા સમાપ્ત



# સતીસૈરંધ્રી

વૈરાટપર્વથી અનુસંધાન—ગદ્યપદ્યાત્મક

મુલ્ય બાર આના

---

# શ્રી

# ભાગવત

## મનન—યાને

વૈષ્ણવ ધર્મનું રહસ્ય

અને

ચાલુ વર્તનનો નિષેધ.

શ્રી કૃષ્ણલીલા જે વાંચવામાં શ્રંગારીક છે પરંતુ મનનમાં પરમ વૈરાગીક છે તેનું સંસોધન હજુ સુધી બહાર પાડવામાં આવ્યુ નથી કારણ વૈષ્ણવ ધર્મનું ખરૂ રહસ્ય વૈષ્ણવોના સમજવામાં આવે તો ખોટુ વર્તન તુટી જાય અને ઉંધે રસ્તે દોરવાયેલા લોકોના મન પર ખરી અસર થતાં ચાલુ વર્તન તુટીજવાના લીધેજ બહાર પડયું નથી

એવું વૈષ્ણવ ધર્મ જે અતી ઉત્તમ અને મોક્ષ માર્ગને આપવા વાળો પરમ વૈરાગ્યને દેનાર છે તેનું ખરૂ રહસ્ય આ પુસ્તકમાં સમાયેલુ હોવાથી અને લીલાઓ વાર ફોડ આપેલો હોવાથી કદી નહીં બહાર પડેલું એવું દરેક વૈષ્ણવોને હંમેશાં મનન કરવા જેવું પુસ્તક થશે, ઘણી ઘણી માગણીઓ ચાલુજ છે, પુસ્તક ડીમી આઠ પેજી સારા ગ્લેજ કાગળમાં પચાસથી સાઠ ફોરમનું થશે કીંમત .અગાઉ ગ્રાહક થઈ આશ્રય આપનાર પાસેથી ત્રણ રૂપીઆ અને પ.છાંથી ચાર રૂપીઆ પડશે.

નામ નોંધાવાનું.

તથા મળવાનું ઠેકાણું.

દલાલ જેહલાલ વાડીલાલ

—સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ

બાઇન્ડીંગ પાકુ છીટનું ગીલ્ટીંગ થશે.



# શ્રી રાજવૈદ જૈન ગોરજી મહાત્માનાં રાજ રજવાડામાં અને સઘળે ઠેકાણે પ્રસિદ્ધ થયેલા તાત્કાળીક ગુણ આપવાવાળા જંગલી વનસ્પતીના ઉત્તમ ઔષધો.

ઇનામ રૂ. ૧૦૦

આ દવાઓમાં કોઈપણ જાતનું રસાયન આવેલું છે એવી ખાત્રી કરી આપનારને સો રૂપીઆ ઇનામ આપવામાં આવશે.

૧ વીષહારી ઓઇન્ટમેન્ટ--

વીશેશ સ્ત્રી સંભોગથી, હસ્ત દોષથી, અગર બીજા કોઈપણ કારણથી ઈંદ્રાને વીશદોષ પડવાથી ઈંદ્રી કમજોર થઇ વાંકી અને પાતળી પડી જાય છે તેવા રોગીને આ એક સ્વર્ગીય આશીરવાદ રૂપ ઉત્તમ ઔષધ છે. આ દવા સાત દીવસ નાગરવેલના પાનમાં ચોપડી ઈંદ્રા ઉપર બાંધવાથી ઇંદ્રીને લાગેલ વીષદોષ નાબુદ થઇ ઇંદ્રીપુર્વ સ્થીતીપર આવે છે ને કમજોરી નાબુદ થઇ રગો મજબુત બને છે.

દવાની પા આંઉસની શીશીના રૂ ૪-૦-૦

ટપાલખર્ચ છ આના જુદુ.

૨ પુરૂપાર્થજીવન અર્ક--

આ દવા પુરૂષત્વ ગુમાવેલા પુરૂષને ઘણીજ ઉત્તમ અને સ્વર્ગીય આશીર્વાદ રૂપ છે. આ દવા ખાધાથી ચોવીસ કલાકમાં ગુમાવેલુ પુરૂષત્વ પુનઃ પાછુ આવે છે. અને આ દવા ખાધાથી વીષય ઉપર મનેચ્છા નહી ધરાવનારાઓને વિષયની ઇચ્છા પુનઃ પ્રાપ્ત થાય છે તેથી સ્ત્રી સંભોગ કર્યા શીવાય મનેચ્છા ત્રપ્ત થાતી નથી તો સ્ત્રી સંભોગ કરવાની છુટ આપેલી છે. આ દવા નાગરવેલના પાનને લગાવી તેની અંદર દવાની ડબીમાં મુકેલી વનસ્પતીની પડીકીઓ પૈકી-

આની એક પડીકી મુકી ખાઈ જવું. આંબલી શીવાય કોઈ પણ ચીજ ખાવાની પરેજી નથી. કીંમત રૂ. ૨—૦—૦

ટપાલખર્ચ છ આના.

૩ પુરૂષાર્થજીવન પાક—

આ પાકમાં પુરૂષાર્થજીવન અર્ક મુખ્ય પ્રધાન્ય છે. દવાને યોગ્ય અનુપાન મળ્યા શીવાય દવાનો ગુણ પુર્ણ ટકી શકતો નથી તે કારણથીજ આ પાક બનાવવામાં આવેલો છે. પુરૂષાર્થ માટે ઉત્તમ અનુપાનો હોયતોજ ઉત્તમ રીતે ગુણ પ્રાપ્ત થાય તે નીસંદેહ છે. તેટલા કારણથીજ આ પાકમાં કેસર, કસ્તુરી, અંબર, શીલાજીત, સોના રૂપાના વરખ વિગેરે ઉત્તમ અનુપાનો હોવાથી કીમત રતલ એકના રૂ. ૧૨–૮–૦ સાડાબાર ટપાલખર્ચ છઆના એક રતલ પાક વીસ દીવસ સુધી ચાલે છે. વાપરવાની વીગત દવા સાથે મળશે.

૪ દાદરની ગોટી—

ગમેતેવી લાલ કે કાળી હડીલી દરાજને ફકત ત્રણજ દીવસમાં આરામ કરે છે દવાથી ચામડી કાળી નહી થતાં અંદરની કીડને નાબુદ કરી નાંખેછે તેથી તે જગોએ ફરીથી થતી નથી કીમત એક ગોટીના આના આઠ ટપાલખર્ચ બેઆના

૫ વનસ્પતીની તપખીર—

આ તપખીર સુંઘવાથી ગમેતેવું માંથુ ચઢયું હોય તેને ફકત બેજ મીનીટમાં આરામ કરે છે અને દીવસમાં એક વખત ઉપયોગ કર્યાથી માંથાના દરેક દરદોને નાબુદ કરી મગજને શીતળ કરે છે એક તોલાની ડબીના રૂ ૨–૦–૦ અડધા તોલાની ડબીનો રૂ ૧–૪–૦ ટપાલ ખર્ચ જુદુ

૬ દલાલ ક્ષાર—

આ દવા દમ ક્ષય અને ઉધરસના રોગીને ઘણીજ ઉતમ હોઇ ઉપરના રોગોને વીજળીક અસર કરી તુર્ત આ-રામ કરે છે. આ દવા પાનમાં ખાવાથી છાતીના તમામ રોગ

દુર કરે છે અને છાતીનો દુખારો દુર કરે છે. વાપરવાની રીત દવા સાથે કીંમત એક તોલાની ડબીના રૂ ૪-૦-૦ અડધા તોલાની ડબીના રૂ. ૨-૮-૦ ટપાલ ખર્ચ જુદુ.

મળવાનું ઠે. દલાલ બ્રધર્સ.

ઠે. સારંગપુર તળીઆની પોળમાં—મુ. અમદાવાદ.



# જાહેર ખબર.

રણછોડલીલા—ડાકોર નાથનાં લીલાઓનું સમયાનુસાર ભજનો, તથા અલૌકિક રીતે વર્ણન આપેલું હોઈ અત્યુત્તમ પુસ્તક છે મુલ્ય. રૂ ૦—૧૨—૦

વિનય ચંદ્ર—બંગાળી કાંદબરી ઉપરથી અલૌકી રીતે પ્રેમનું વર્ણન આપેલું હોઈ એક વખત વાંચવા લીધા પછી નીચે મુકવા મન થતું નથી મુલ્ય. રૂ ૧—૦—

અનંગમોહીની—બંગાળી ઉપરથી તૈયાર કરેલ આત્યત્તમ પુસ્તક છે મુલ્ય. રૂ ૦—૧૨—૦

રાજકુંઆરો—હરેક સ્ત્રીપુરૂષોને વાચવા માટે ચીતી લોધક ચરિત્રહોઈ આત્યુત્તમ પુસ્તક છે મુલ્ય. રૂ ૧—૮—૦

ભોજકુમાર—ઈતીહાસીક ઉપરથી ગધપધાત્મક તૈયાર કરાયેલું પુસ્તક છે મુલ્ય. રૂ ૦—૧૨—૦

સ્તીરમણીનેજાદુઈપ્રેમ—પ્રેમનો આબેહુબ ચીતાર દશાવેલો છે. અમુલ્ય. રૂ ૦—૧૨—૦

મહીલામયાદા—સાત ચરિત્રો આવેલાં હોઈ અમર ચરિત્રને આંટે તેવું પુસ્તક છે મુલ્ય. રૂ ૧—૦—૦

સતીદ્રોપદી—ખાસ ભારત અનુસાર તૈયાર કરેલું પુસ્તક છે. મુલ્ય. રૂ ૦—૧૨—૦

દોઢસોવરસનુંપંચાંગ—સને ૧૮૭૧થી સને ૨૦૨૦ સુધીનું દરેક માણસોને ખાસ ઉપયોગીછે. મુલ્ય રૂ.૧—૮—૦

તે શીવાય—ઉરદુ નાટકો, વૈદકનાં પુસ્તકો, નવીન નોવેલો. જુની વાતાઓ વીગેરે તમામ જાતનાં પુસ્તકો કીફાયત ભાવે મળશે.

મળવાનું ઠેકાણું

બુકસેલર દલાલ જેઠાલાલ વાડીલાલ

ઠે. સારંગપુર તળીઆની પોળ.

અમદાવાદ.